હરિ ૐ

શ્રી નવીન નવલકથા

# પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ.

## ભાગ ૧–૨

( ભેદ ભરમોથી ભરપુર )


લેખક અને પ્રકાશક

શ્રી કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ્ટ.

કપડવંજ નિવાસી

(હાલ) મુ. દાહોદ





ઇ. સ. ૧૯૨૮ સંવત ૧૯૮૪

પ્રત ૧૦૦૦ આવૃત્તિ પહેલી.

કીંમત રૂ. ૨–૦–૦.

# અર્પણ પત્રિકા.

શ્રીયુત્ સાહિત્ય પ્રિય

યાસોનમીઆં અમીરમીઆં ફારૂકી

બી. એ.

ચીટનીસ ટુ ધી કલેકટર.

શુભ નિવાસી ગોધરા

( પંચમહાલ )

આપશ્રીએ અમારા પ્રત્યે સમયે સમયે દર્શાવેલ સહાનુભૂતિઓથી દોરાઈ આ પુસ્તક આપને અર્પણ કરૂ છું.

લી

આપનોજ કૃપાકાંક્ષી

કૃષ્ણપ્રસાદ.

# કવિ કૃષ્ણપ્રસાદ કૃત.

---

લાયબ્રેરીના શણગારરૂપ, વીર શ્રૃંગાર, કરૂણા તેમજ ભેદ ભરમોથી ભરપુર જ્ઞાનદાયી નવલકથાંઓ તેમજ નાટયો.

| | | | |
|---|---|---|---|
| કૃષ્ણા–વીણા .... | .... | .... | (મળતી નથી) |
| ઝેરી કટાર .... | .... | ... | (તૈયાર છે) |
| ઝેરી નાગણ .... | (તૈયાર છે) | .... | ૦—૪—૦ |
| વૈરી કે પ્રેમી ?.... | .... | ... | (છપાય છે) |
| નરપિશાચ .... | (છપાય છે) | .... | ૨—૦—૦ |
| ભયંકર પિશાચ | ... | .... | (તૈયાર છે) |
| દાનવ કે માનવ ? | .... | .... | (તૈયાર છે) |
| ચંદ્ર—વીણા .... | (છપાય છે) | .... | ૨—૦—૦ |
| દગાબાજ દોસ્ત | .... | ... | ૨—૦—૦ |
| દોસ્ત કે દુશ્મન ? | .... | .... | (મળતી નથી.) |

ટુંક મુદતમાં બહાર પડશે.

**પ્રતાપી પુથુ યાને મેવાડી હીરો**

# પ્રસ્તાવના.

સાહિત્યના ઉછળતા મહાસાગરમાં આજે પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ નામક મોજું ઉછળ્યું છે. તેમજ સાહિત્યના વધતા જતા પ્રવાહમાં, એક નવીન નવલ કથા ઉમેરાય છે.

'અતિ લોભ તે પાપનું મુળ, તેમજ ધર્મે જય ને પાપે ક્ષય.' તે કહેવતો માટે કાંઇ શંકા હશે?

આ દુનીઆમાં અનેક પ્રકારના મનુષ્યો છે અને હતા. તેઓના મનમાં કાંઈ ને કાંઇ મહત્વાકાંક્ષા હતીજ. ને છે. મનુષ્યના મનમાં ઇચ્છા થાય છે. એટલે તેનો અમલ કરવા યત્ન કરે છે. તે મહત્વાકાંક્ષા ને લીધે અવનતિ અને ઉન્નતિ બંને થાય છે.

જ્યારે મનુષ્ય લોભની પૂર્ણાહુતિ કરવા યત્નો કરે છે. ત્યારે બીજા ગુણો મોહ, માયા, મમતા, અહંકાર અન્ય દિશા-પ્રતિ ત્હેને લઇ જાય છે. તેથી આ સૃષ્ટિમાં ત્હેના અનેક મનુષ્યો શત્રુઓ થાય છે. અને મિત્રો બને છે. મિત્રો તે માર્ગમાં ત્હેને વિશેષ ને વિશેષ આગળ દોરે છે. ત્યારે શત્રુઓ ત્હેનું નિકંદન વાળવા અનેક યત્નો કરે છે. મનુષ્ય જ્યારે અત્યંત જુલ્મી બને છે ત્યારે ત્હેનો પાપનો ઘડો ફુટે છે. ત્હેના જુલ્મનો અંત આવે છે. શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે.

" यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

શ્રીમદ્ ભગવત્ ગીતા અધ્યાય ૪ થો શ્લોક ૭ મો.

હે અર્જુન ! જ્યારે જુલ્મીઓ, અને પાપીઓના કર્મો વડે ધર્મનો લોપ થાય છે, ત્યારે હું ત્હેમનો નાશ કરવા, ધર્મને સ્થાપવા માટે પૃથ્વીપર જન્મ ધારણ કરૂં છું. "

આપણી આ નવલકથામાં શયતાનસિંહ નામક એક વ્યક્તિ સમસ્ત રામપુરમાં જુલ્મનો વર્ષાદ વર્ષાવે છે. અનેક નિર્દોષોને સંહારે છે. ત્હેમના રક્તની નદીઓ વહેવડાવે છે, તે રક્તોની નદીઓ વહેવડાવવા, નિર્દોષોને સંહારાવા, અજયસિંહ નામક વ્યક્તિ સહાય્ય કરે છે. શયતાનસિંહની કપટ જાળમાં ફસાઇ આ અજયસિંહ પોતાના પિતાનું ખુન કરે છે. વળી આપણામાં કહેવત છે. 'સંગ તેવો રંગ' અજયસિંહ શયતાન-સિંહના સંગમાં આવે છે, તેના પરિણામે તેવોજ થાય છે. શયતાનસિંહ પોતાના મહારાજા અમરસિંહની પુત્રી વિમળાપર જુલ્મ ગુજારે છે. ત્યારે અજયસિંહ શયતાનસિંહની પુત્રી વિજયાપર જુલ્મ ગુજારે છે. બંને બાળિકાઓ એકજ મનુષ્યને ચાહે છે. અને બંને સરખી રીતેજ પાપીઓના હસ્તે પિડાય છે. પતિવૃત, શિયળ ધન સાચવવા અનેક સંકષ્ટો

સહન કરે છે. પાપીઓ વ્યભિચારમાં તદ્રુપ બની જાય છે. તેના પરિણામે અંત સમય આવી પહોંચે છે.

અજયસિંહનો પાપ ઘડો વફાદારીથી ચળતાં, નિર્દોષોનો સંહાર કરતા ભરાઈ જાય છે ત્યારે વિજયાપરના બળાત્કારે તે ફુટી જાય છે. વિજયા મેળવવાની લાલચે શયતાનસિંહને અંત સુધી મદદ કરે છે. શયતાનસિંહ ત્હેને આશા આપ્યાજ કરે છે. અંતે તે આશા નિરાશામાં ફેરવાઈ જાય છે. વિષયાંધ અજય પાપનો પ્રકાશ કરે છે. તેથી શયતાનસિંહ તેને મૃત્યુ મુખમાં હડસેલી મુકે છે.જેમ હેન્રી એઇટથના રાજ્યમાં કાર્ડીનલ વુલ્ઝી મદદગાર થઈ કાર્યો તત્પરપૂર્ણ કરાવે છે. ને અંતમાં એજ રાજા ત્હેનો નાશ કરાવે છે. ત્યારે કાર્ડીનલ વુલ્ઝી કહે છે. " જેટલી સેવા ત્હારી મ્હેં બજાવી, તેટલી સેવા પરમેશ્વરની કરી હોત તો મ્હારી આ દશા ન થાત. " અજયના હૃદયમાં અંત સમયે એજ વિચાર જન્મ્યો.

" **कामान्धो नैव पश्यति** ' જે મનુષ્ય કામમાં વિષયાંધ થાય છે તે સારૂં યા નરસું જોઈ શકતો નથી. " શયતાનસિંહ વિમળાનો પ્રેમ મેળવવા મિથ્યા યત્નો કરે છે, પણ તેમાં તે નિષ્ફળ જાય છે. આથી વિરેન્દ્રને પોતાનો શત્રુ માની નાશ કરવા યત્નો આરંભે છે. વિરેન્દ્રસિંહ ઇશ્વરપર આસ્થા રાખી અધર્મીઓનો અંત આણવા અનેક પ્રકારના સંકષ્ટો સહન

કરે છે. પ્રેમનો ત્યાગ કરે છે. ખરેખર મનુષ્ય જ્યારે અત્યંત શ્રમ કરે છે ત્યારે ઈશ્વર મદદગાર થાય છે. જ્યારે વિરેન્દ્ર જુલ્મી જડ ઉખેડવા અનહદ પ્રયત્નો કરવા તૈયાર થાય છે. ત્યારે વિમળા ત્હેનાથી કુદરતિ રીતે દુર થાય છે, પોતાનું પતિવૃત બચાવવા ડુંગરપરથી પડતું નાખે છે. વિજયાને પોતાની વિમળાના ખુનીની પુત્રી માની દુર કરે છે. વિમળાના પ્રેમનો દીવાનો થાય છે, અને તેથીજ અંત સુધી પોતાના કાર્યમાં અડગ રહે છે. વળી તે એકલો જુલ્મી જડ ઉખેડી શકે નહી, તેથી કેટલીક છુપા વેશોમાં ઢંકાએલી વ્યકિતઓ મળે છે. અને ' ઝાઝા હાથ રળીયામણા ' ના નિયમાનુસાર જુલ્મી જડનો અંત આવે છે. શૂરસિંહ અને દીવ્ય પ્રભાના અચળ પ્રેમથી અને ઘર ફુટે ઘર જાય. !" તે નિયમાનુસાર શયતાનસિંહ મૃત્યુ મુખમાં હોમાય છે.

પહેલાંના મનુષ્યો મંત્રોથી કેવાં કેવાં કર્મો કરતા હતા તે બતાવવા ભયંકર વ્યક્તિઓના કર્મો વડે જણાઈ આવે છે.

અંતમાં કહેવાનું એટલુંજ કે આર્ય રમણીઓ શિક્ષણથી સંસારને સ્વર્ગ સમાન બનાવે, અને ધર્મની સ્થાપના કરે. કેમકે મનુષ્ય જેટલું કરી શકે છે, તેના કરતાં વિશેષ આર્યબાળાઓ શુદ્ધ પ્રેમથી કરી બતાવે છે. કેમકે જો રમણીઓ જ્ઞાન સંપાદન કરી શકી હોય તો આર્ય બાળકો જરૂર જ્ઞાની અને નીતિવાનજ નિવડે.

"કહે નેપોલિયન દેશને કરવા આબાદાન.
સરસ રીત તો એજ છે કે દો માતાને જ્ઞાન."

ભારતીય પુત્રો અને પુત્રીઓ આ નવલ કથા વાંચશે. અને સાર ગ્રહણ કરશે તેવી ઇચ્છાથી લખવામાં આવી છે, અને તેથી શ્રમ પણ સફળ થશે. આ પુસ્તક ધાર્યા કરતા મોડું પ્રગટ થયું છે તે બદલ ક્ષમા ચાહીએ છીએ કેમકે પ્રેસની અવળી અડચણો આવવાથી તેમજ કામના અંગે વિલંબ થયો છે પરંતુ હવે દરેક પુસ્તકો નિયમિત રીતે પ્રગટ થશે. આમાં કાંઈ પણ ભૂલચૂક હોય તો ક્ષમા કરશો, હવે મ્હારી લેખિની ને આટલેથી અટકાવું છું ને પુનઃ

ભેગા થઇએ ત્યાંસુધીની સુખાકારી ચાહું છું.

લી૦,

**કૃષ્ણપ્રસાદ.**





હરિ ૐ

શ્રી નવીન નવલકથા.

# પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ.

## પ્રથમ પરિચ્છેદ.

---

### કારાગૃહમાં.

“હઠ છોડીને છોકરી ! તું શિષ ને ઝુકાવી દે;
કરાવી પાન રૂધિરનું, હર્ષ તું કરાવી દે.

પ્રગટેલી આગ હૃદયે, તું શાંત પમાડી દે,
પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ, તું તો આજ કરાવી દે.
ચાલ, થા તૈયાર, ને બન તલ્વારની તાબેદાર. ”

બોલતી એક કૃષ્ણ વસ્ત્ર પરીધેય કરનાર વ્યક્તિ આંસ ખુલ્લી કરી, બંધન યુક્ત દશામાં દુઃખિત થએલી બાળાને મારવા માટે દોડી.

“ નરાધમ ! એટલેજ રહે જે, નહી તો—
પ્રાણ જશે પલકમાં, છોડી આ દેહ ને.
નષ્ટ થશે આશાઓ, મળશે દુઃખ તજ ને.
ખલ્કનો ખેલ ખોટો છે, પલ્કમાં તેહ છોડી દે,
ધુતારા ! ત્યાગી દે બાજુ પ્રભુમાં ચિત્ત જોડી દે.

શા માટે આ જીંદગી વ્યર્થ ગુમાવે છે ? જો તને મળેલા અમુલ્ય માનવ દેહની કાંઇ પણ કીંમત હોય તો. આ અધમ કૃત્યોને ત્યાગી પ્રભુમાં મન ને જોડી દે. ”

દુઃખથી ત્રાસ પામતી, અત્યાચારમાંથી બચવા દીનબાળા ધસી આવતી વ્યક્તિને શિખામણ આપી રહી છે. પરંતુ, વ્યક્તિ તો આ શબ્દો સાંભળતા ઉશ્કેરાઇ; ને ભયંકર તાડ મારી બોલી:—

“ છોકરી ! તું કોને શિખામણ આપી રહી છે ? ”

“ કોને ? વિષયના નર્ક કુંડમાં સપડાએલ, આંખો

છતાં અંધ બનેલ, સત્તા છતાં દીન દશાને અનુભવતા અભાગીને શિખામણ આપી રહી છું. ”

બાળાએ શાંતિથી કહ્યું:—

“ ઓહ ! શું હું આંધળો–અભાગી ? આ છોકરી ! ત્હારા શબ્દો સાંભળતાં આ હૃદયમાં ક્રોધનો વર્ષાદ વર્ષી રહ્યો છે–પ્રલય કાળનો અગ્નિ ભડભડાટ સળગી રહ્યો છે. ત્હારૂં રક્ત પિવા હૃદયાતુર થઈ રહેલું છે.

> થયો છું સર્પ ઝેરી, દંશ દેવા તૂજને,
> થયો છું પ્રચંડ દાનવ, ભક્ષવાને તૂજને.
> કરીશ હું નાશ ત્હારો, જાણજે આ છોકરી !
> નથી બચવાની તું, જાણજે આ છોકરી !

આ વીરના હસ્તમાંથી ત્હને કોઇપણ બચાવી શકે, તેમ છે જ નહી, ત્હને મારવી અથવા તારવી તે મ્હારાજ હસ્તમાં છે.

જો હૃદયેચ્છાપૂર્ણ કરીશ ! તો બચીશ–આ હૃદયની અધીશ્વરી થઈશ–તો સ્વર્ગ સુખને પ્રાપ્ત કરનારી થઇશ. નહી તો આ ચળકતી, સર્વના રક્તનું પાન કરનારી, તરવારથી ભૂ પીતી થઈશ, હવે કહે, મરવું છે કે બચવું છે ? આ પ્રશ્ન ત્હારા માટે છેવટનો છે. ”

ક્રોધથી–અપમાનનો બદલો લેવા આતુર થએલી વ્યક્તિ આંખો ફાડી બાળા સ્હામું જોઈ રહી.

પાપીના ક્રોધથી નહી ડરતાં, દ્રઢતા પૂર્વક બાળા બોલી:--" ઓ અધમા ધમ ! આ પ્રશ્ન મ્હારા માટે પ્હેલો હો કે પછી છેલ્લો હો તેની મ્હને પર્વા નથી. મ્હને મારવી અથવા તારવી તે ત્હારા હસ્તમાં છેજ નહીં. વિધિએ જે લખ્યું હશે તે કદાપિ પણ ફરનાર નથી. હું મ્હારો ટેક કદાપિ પણ છોડનાર નથી, ને, ત્હારી ઇચ્છા પૂર્ણ થનાર નથી."

"હું વિધિના લેખપર મેખ મારીશ મ્હારી ઇચ્છા પૂર્ણ કરીશ."

ભયંકર ત્રાડ મારી તલ્વાર ઉંચી નીચી કરતાં તે વ્યક્તિ બોલી.

"તું મેખ મારીશ ? ઓ વર્ષોદના અળસીયા ! ત્હારૂં આયુષ્ય કેટલું ? ત્હારી શક્તિ કેટલી ? ઓ પા..........."

બાળાને આગળ બોલતાં અટકાવી તે વ્યક્તિ બોલી:– "મ્હારૂં આયુષ્ય ? ઓ છોકરી ! આ પૃથ્વીપર કોઇ એવી વ્યક્તિ નથી ઉત્પન્ન થઇ, કે જે મ્હારો અંત આણે, મ્હારી શક્તિ ? જો ધારૂં તો ત્રિલોક ધમધમાવું આભને અવની એક કરૂં."

"કોણ તું ? ઓ અભીમાનમાં અંધ થએલા અભાગી ! શેરના માથે સવાશેર તો હોય છેજ, મદમસ્ત ગજરાજનો મત્સર ટાળવા મચ્છરને ઇશ્વરે પ્રગટ કરેલ છે. તો ત્હારા અભિમાનને ટાળવા આ પૃથ્વી પર કોઇ ને કોઇ ઉત્પન્ન

થઈ ચુકયું હશે. વળી ત્હારામાં જે શક્તિ છે તેનો ઉપયોગ તું કરી શકે તેમ તો છેજ નહીં, કેમકે તું તો એક પત્થરનું પુતળું છે. ઇશ્વરની અમીદ્રષ્ટિ દુર થઈ નથી ત્યાં સુધીજ ત્હારૂં સર્વ કાંઈ છે. પણ જ્યારે કુદરતનો-ઇશ્વરનો કોપ ત્હારાપર ઉતરશે ત્યારે ત્હારા સ્નેહી પણ ત્હારાથી દુર થશે." બાળાએ ભયંકર વ્યકિતને કહ્યું.

" એ છોકરી ! ત્હારી ચાલતી કાતર જેવી જીભને વધુ ન ચલાવ, નહી તો જે અત્યાર સુધી જીવતી રહી છે. તેટલો સમય હવે પછીનો જોઈ શકીશ નહી."

" શા માટે બોલતી બંધ થાઉં. ઇશ્વરે જીહવા આપી છે તો જરૂર તેનો ઉપયોગ તમ જેવા પાપીઓને સુધારવા થવોજ જોઇએ." બાળાએ પાપીને જણાવી દીધું.

" છોકરી ! તું ભુલી ન જા, અત્યારે મ્હારા કારાગૃહમાં પડેલી છે. એક રાક્ષસના સપાટામાં સપડાએલી છે. ભયંકર અગ્નિ જ્વાળાની વચમાં ઘેરાએલી છે." રક્ત નેત્રો કરી પાપીએ કહ્યું.

" તેથી થયું શું ? અધમોદ્ધારક નિર્દોષનો રક્ષણહાર, સર્વત્ર વ્યાપિ રહેલો છે. તે તમ જેવા અધમોનો નાશ કરી નિર્દોષોને બચાવવા પ્રગટ થાય છે." બાળાએ નહી ડરતાં શાંતિથી કહ્યું.

જ્યારે પાપી બાળાને મનાવવા યત્ન કરી રહ્યો છે તે સમયે સૂર્ય નારાયણ સખ્ત તાપથી તપી રહ્યા છે. ગ્રીષ્મ રૂતુના સૂર્ય નારાયણના તાપથી બચવા સર્વ કોઈ વિશ્રાંતિ સ્થળ શોધી રહ્યા છે.

મનુષ્યો પોતાના હવેલીઓ, બંગલાઓ (હર્મ્યો)–ઝુપડીઓ (ઉટજો)–મકાનોમાં શાંતિથી નિદ્રા દેવીના શરણે પડયા છે. પશુઓ વૃક્ષોની નીચે નિદ્રાને અનુભવી રહ્યા છે. પક્ષીઓ અનેક પ્રકારના અવાજો કરતા ઘટાદાર વૃક્ષો શોધી રહ્યા છે. અત્યારે શાંતિ પથરાઇ ગઇ છે. જે માર્ગો મનુષ્યોના અવર જવરથી ધમધમી રહ્યા હતા તે શાંત–જનશૂન્ય થઈ ગયા છે.

ત્યારે આ વ્યક્તિ પોતાનું ભયંકર કાર્ય કરવા કારાગૃહમાં અશાંતિ પ્રસરાવી રહી છે. જે કારાગૃહમાં આ બાળાને રાખવામાં આવી છે. તે સ્થળે ભયંકર અપરાધીઓને રાખવામાં આવતા આ કારાગૃહ ખરેખર નિર્બળ મનુષ્યને ડરાવનાર હતું તેની બાંધણી કાળા પત્થરની મજબુત હતી તેની આસપાસ ખાઈઓ ખોદવામાં આવી હતી કે જેથી કેદી પલાયન થઇ શકે નહી. આ કારાગૃહના દરવાજા મોટા તેમજ લોખંડના હતા. છતાં પણ કેદીપર દેખરેખ રાખવા સૈનિકો રાખવામાં આવતા.

કમભાગ્ય કેદીઓ કદાપિ પણ પોતાના આપ્તજનોને આ સ્થળે મળી શકતા નહી એટલે કે પોતાના દેશથી દુર થયા હોય તેમ માનવું પડતું.

તપાસ રાખતા પહેરીઆ હંમેશાં તેઓના દુઃખની મશ્કરી કરતા. અંતે અત્યંત દુઃખ આપતા બીચારા કેદીઓ તે સર્વ કાંઇ સહન કરતા, ભાગ્યને નિંદતા, મુક્ત થવાની આશા રાખી ઈશ્વર સ્મરણ કરતા.

તેવા કારાગૃહમાં બંધ થએલી બાળાનું વય આશરે અઢારેક વર્ષનું છે. ત્હેણીનું સ્વરૂપ ઉર્વશી--મેનકા--શકુન્તલાને પણ શર્માવે તેવું છે. પરંતુ, અત્યારે તે સ્વરૂપમાં કાંઈક ફિક્કાશ આવેલી છે.

ત્હેણીના વસ્ત્રો અત્યારે મલિન થઈ ગયાં છે. છતાં પણ ત્હેણીની ઉચ્ચતા સ્પષ્ટ જણાઇ આવે છે. પતિવ્રતનું તેજ પ્રકાશી રહ્યું છે.

ત્યારે કૃષ્ણવસ્ત્રમાં ઢંકાએલી વ્યક્તિ પ્રત્યેક મનુષ્યને ડરાવે છે. ત્હેનું વય આશરે પચીસનું છે. પરંતુ અનુભવો બદમાશથી ચઢે તેમ છે.

" કેમ તું નહીં માનશે, મ્હારા તાબે નહી થશે. તે વ્યક્તિએ પુછયું.

" ના. ના. કદાપિ પણ ત્હારી ઇચ્છા નહી ફળશે સતિ બાળા પોતાના ટેકથી નહી ચળશે." બાળાએ દ્રઢતાથી કહ્યું.

" એમ છે તો જોઈ લે આ સમશેરનો ચમત્કાર. " કહી બાળાને સંહારવા વ્યક્તિ દોડી.

" આ અધમાધમ ! વિચારીને પગલું ભરજે. " બોલતી બાળાના નેત્રો રક્ત થઇ ગયા. દોડી આવતી વ્યકિત સ્થિર થઇ ગઈ, ગભરાવા લાગી. ને મદદ માટે સૈનિકોને બોલાવવા લાગી. પોતાના માલિકનો સ્વર સાંભળતાં સૈનિકો દોડી આવ્યા સૈનિકો આવતાં પાપીએ બાળાને અધ્ધર લટકાવી. વજનદાર પત્થર કંઠે બાંધવા આજ્ઞા કરી, સૈનિકોએ તરતજ અમલ કર્યો બાળાની અંત દશા આવી પહોંચી સુજ્ઞ વાંચક ! બાળાની આ દશા થવાનું પ્રયોજન જાણવું હોય તો અલ્પ સમય માટે શાંતિ ધારણ કરજે.

---

## દ્વિતીય પરિચ્છેદ.



### આ શું ?

રાત્રિએ પોતાના અંધકારમય સામ્રાજ્યને પૂર્ણ રીતે વિસ્તારી દીધું છે સૃષ્ટિ સર્વ શાંત થઈ ગઇ છે. આકાશમાં ઉગેલા તારાઓ પોતાના પ્રકાશથી સૃષ્ટિને પ્રકાશમય કરવા યત્ન કરી રહ્યા છે.

કૃષ્ણપક્ષની રાત્રી હોવાને લીધે ચંદ્રદેવ અદ્યાપિ પૃથ્વીને પ્રકાશમય કરવા ભાગ્યશાળી થયા નથી. અંધકાર પૂર્ણ રાત્રીને

ઘુવડો-ચીબરી-તેમજ અન્ય નિશાચરોએ પોતાના કર્કશ અવાજથી તેમજ કર્મોથી વિશેષ ભયંકર-અંધકારમય બનાવી દીધી છે.

જંગલોમાં વૃક્ષોએ પ્રેતસ્વરૂપ ધારણ કરી લીધું છે. ભલભલા શુરવીરોના કાળજા પણ થરથરી જાય તો નિર્બળો કોણ માત્ર ?

વ્યાઘ્રો-સિંહો ભક્ષ માટે ભયંકર અવાજો કરી રહ્યા છે અવાજો સાંભળીને હરણો આમ તેમ દોડી રહ્યા છે. આશ્રય સ્થાનો શોધી રહ્યા છે.

તેવે સમયે એક યુવક અશ્વપર સ્વાર થઈ ભયંકર જંગલમાંથી બહાર નીકળવા યત્ન કરી રહ્યો હતો આ જંગલ ખરેખર કુદરતના નમુના રૂપ હતું. તેની અંદર અનેક પ્રકારના વૃક્ષો મનહર રીતે ઉગેલા હતાં.

આ યુવકનું વય આશરે વીસ વર્ષનું છે. ત્હેના મુખ ચંદ્રપર રાજતેજ ઝળકી રહ્યું છે. નેત્રોમાં ક્ષાત્ર તેજ ઝળહળી રહ્યું છે. આના શરીરનો બાંધો મજબુત તેમજ ભરાવદાર છે. ત્હેણે ત્હેના અંગપર અનેક પ્રકારના અમુલ્ય આભુષણો તેમજ વસ્ત્રો પરીધેય કરેલા છે. કમરપટ્ટામાં કટાર તેમજ પિસ્તોલ ખોસેલી છે કમરે ભવાની સમશેર લટકી રહી છે.

આ યુવક આ સમયે કયાં જતો હશે ? શું ત્હેને કોઇ પણ જાતની બીક નહીં લાગતી હોય ?

જો જો વાંચક ! તે યુવકે તો જંગલમાંજ રાત્રિ ગાળવી હોય તેવા ઉદ્દેશથી ઉતરવા માંડયું અશ્વ પણ માલિકની ઈચ્છા કળી ગયો હોય તેમ શાંત ઉભો રહ્યો યુવકે નીચે ઉતરી ઘોડો થાબડયો ને બીડેલો સામાન ઉતારી નાખ્યો. અશ્વ છુટો થતાંજ ઘાસ માટે આમ તેમ જોવા લાગ્યો તેટલામાં યુવકે એક ઝાડ નીચે સાફ કરી ઘાસીઓ બીછાવી તેનાપર બેઠો.

પાછલી રાત્રિનો ચંદ્ર પણ ઉગી નીકળ્યો તિમિરને દુર કરી પ્રકાશિત સૃષ્ટિને બનાવવા તારકગણો સાથે પ્રકાશવા લાગ્યો. અલ્પ સમયમાં વિજયીચંદ્રે તિમિરનો નાશ કરી પોતાનું સામ્રાજ્ય પ્રસરાવ્યું.

વૃક્ષ નીચે બેઠેલો યુવક ચંદ્ર સ્હામું જોઈ રહ્યો તેવામાં એકાએક કાંઈ યાદ આવવાથી બોલવા લાગ્યો.

" શું એમજ થશે ? અંતે એમનુંજ ધાર્યું થશે: અધર્મનોજ જય થશે ? "

" હા, ના. આ યુવક ! હાલતો તેમજ થશે અંતમાં સત્ય નો સૂર્ય પ્રકાશશે "

એકાએક જંગલમાંથી અવાજ આવ્યો યુવક આ સાંભળતાં ગભરાયો ચારે તરફ જોવા લાગ્યો અંતે બોલ્યો.

" આ કોણ બોલ્યું હશે ? મ્હારા હૃદય મંદીરમાં

બીરાજેલા આત્માએ જવાબ આપ્યો હશે, કે પછી મિથ્યા ભ્રમણાજ થઇ હશે? કાંઈ પણ સમજાતું નથી."

"એ વિચાર વમળમાં સપડાએલા યુવક! શાંત થા, શાંત થા." પુનરપિ યુવકને સંબોધતો અવાજ આવ્યો.

"ભ્રમણા નહી પણ કોઇનો અવાજ છે. એ અદ્રશ્ય રહેલા દેવતાઓ દેવીઓ આ અવાજ ત્હમારો હોય તો પ્રત્યક્ષ થઈ દર્શન આપો." યુવક આશ્ચર્ય પામતાં બોલ્યો.

"યુવક! હું દેવ નથી, દાનવ નથી, દેવી નથી, ભૂત, પ્રેત નથી, ત્હારા જેવોજ મનુષ્ય છું." અવાજે જવાબ આપ્યો.

જો આપ મનુષ્ય છો તો પછી મ્હારાથી અદ્રશ્ય રહી શા માટે બોલો છો, શા માટે વ્હેમવમળમાં ગોથા ખવડાવો છો? કહો કહો મહાત્મન્!" યુવકે અવાજને ઉદ્દેશી કહ્યું.

"હું ત્હારાથી શા માટે અદ્રશ્ય રહી બોલું છું તે મ્હનેજ સમજાતું નથી. પણ એટલું તો ખરૂં કે મ્હારો આત્મા ત્હારાથી અદ્રશ્ય રહી બોલવા આજ્ઞા આપે છે યુવક! સ્વસ્થ થા વ્હેમમાં ન કુટા સમય આવતાંજ હું ત્હારી સ્હામે ઉભો રહેલો જણાઈશ, હમણાં પ્રતિકુળ સમય છે અનુંકુળ થવા દે." અવાજે યુવકને કહ્યું.

"શું સમય પ્રતિકુળ છે.? ના, ના, ત્હમે મ્હને છેતરી રહ્યા છો. આ અઘોર જંગલમાં કોઇ પણ વ્યક્તિ

છેજ નહી કે જે વડે સમય પ્રતિકુળ થઈ શકે.” યુવકે અવાજને કહ્યું:—

“ મૂર્ખ !.............................................આ સમયે ક્રોધપૂર્ણ સ્વર આવ્યો યુવક કંપ્યો ને નમ્રતાથી બોલ્યો:—

“ મહાત્મન્ ! હૃદયમાં ક્રોધને સ્થાન ન આપો હું આપનોજ બાળક છું. ”

“ યુવક ! ઉતાવળ કરવાથી પરીણામ ભયંકર આવે છે, તે તું ભુલી ગયો હોય તેમ લાગે છે. ઓ સાહસિક યુવક ! તું હજી આ જંગલમાં રહેલા ભેદ ભરમોથી અજાણ છે. તેથીજ આ પ્રમાણે બોલતો હોય તેમ જણાય છે. ” અવાજે યુવકને કહ્યું.

“ ક્ષમા, ક્ષમા, મહાત્મન ! ખરેખર હું આ અઘોર જંગલથી અજાણ છું. શું આ જંગલમાં કાંઈ કાવત્રા રચાય છે, છુપી ગુહાઓમાં સંતાઈ દુષ્ટ કૃત્યો થાય છે. કહો કહો શું પાપીઓ પોતાની જાળ બીછાવી નિર્દોષોને સતાવવા કોઇ સ્થાન નકી કર્યું છે ? ” યુવકે શાંતિથી પુછયું.

“ અજ્ઞાની !...........................................પિતા પોતાના પુત્રને કહેતા હોય તેવા પ્રેમ મિશ્રિત ક્રોધ પૂર્ણ સ્વરે કહ્યું. યુવક ગભરાયો ને બોલ્યો:—

" મહાત્મન્ ! આજેજ મ્હને સમજાય છે કે હું ઉતાવળીઓ તેમજ અજ્ઞાની છું. મ્હારા હૃદયના વિચારે પૂર્ણ રીતે દીવાનો બનાવ્યો છે. મ્હારૂં ભાન ભૂલાવ્યું છે. પ્રકાશમાંથી અંધકારમાં નાખ્યો છે." યુવકે કહ્યું.

" યુવક ! યુવક ! હૃદયના વિચારે ત્હને દીવાનો નથી બનાવ્યો, ત્હારા સ્વતંત્ર મને ત્હને ગાંડો બનાવ્યો છે. ત્હારૂં કર્તવ્ય ભૂલાવી અધોગતિના માર્ગે પ્રયાણ કરાવ્યું છે. ત્હને ભયંકર અંધકારમય ગર્તામાં ધકેલી દીધો છે." કાંઈક સખ્ત અવાજ આવ્યો.

" શું કરૂં ? ભાન ભૂલ્યો છું. સારાસાર સમજી શકતો નથી. કર્તવ્ય વિસારે પડી હૃદય ઇચ્છા પૂર્ણ કરવા આતુર થઇ રહ્યો છું. મહાત્મન્ ! જેના માટે અનેક ઉપાયો કર્યા આ જીવન ધારણ કરી રાખ્યું. તે વસ્તુ એકાએક અદ્રશ્ય થઇ ગઈ મ્હારી સર્વ શક્તિઓ સાથે લેતી ગઈ. હાય !...." યુવક છેલ્લા શબ્દો બોલતાં રડવા લાગ્યો.

" શાંત થા, શાંત થા યુવક ! જેનું તું ચિંતન કરે છે તે જરૂર ત્હને મળશે તે સાથે ત્હારા ભાગ્યાં કાશમાં સુખ સૂર્ય ચમકશે." અવાજે જણાવ્યું.

"શું મળશે ? મહાત્મન્ ! બો..............અધીરાઇથી યુવક બોલ્યો, અવાજે બોલતા અટકાવી કહ્યું.

" શું મ્હારા શબ્દોમાં પણ શ્રદ્ધા નથી ? એ યુવક !

દુઃખથી વિહ્વળ થએલા મનુષ્ય ! શ્રદ્ધાથી પત્થરમાંથી પરમાત્મા પ્રગટે છે. તો મ્હારામાં વિશ્વાસ રાખ. ત્હારા કર્તવ્યોનું પાલન કરવા તૈયાર થા.” અવાજે સત્તાત્મક સ્વરે કહ્યું.

“ શ્રદ્ધા વિશ્વાસ કોનામાં ? ” યુવક ઉભો થઈ બોલ્યો.

“ મ્હારામાં ઓ દુઃખી યુવક ! અવિશ્વાસી ન થા. કર્તવ્યો પૂર્ણ થતાં જરૂર તે અપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત થશે. શાંતિ ધારણ કર. કર્તવ્ય ક્ષેત્રમાં આગળ વધ ના હિંમત ન થા ! ‘ હીંમતે મરદા ! તો મદદે ખુદા ’ તે સુત્રને હૃદયમાં ધારણ કર. ત્હારી સમશેરને ખુલ્લી કરી દુઃખ ડુંગરોને કાપી વિજયી થવા આગળ ધસ, અશાંતિનો ત્યાગ કર. અવાજે યુવકને કહ્યું.

“ મહાત્મન ! આપના અમૃતમય શબ્દોએ હૃદય ને આશાન્વિત તેમજ શાંત કર્યું છે. આજથી આ વીર પોતાની સમશેરને ખુલ્લી રાખવાની પ્રતિજ્ઞા કરે છે. જ્યારે કર્તવ્યો પૂર્ણ થશે ત્યારેજ **પ્રતિજ્ઞાની** પૂર્ણાહુતિ થશે, ને તલ્વાર મ્યાન થશે. ” કહી યુવકે પોતાની સમશેર ને મ્યાનમાંથી બહાર ખેંચી કહાડી ને મ્યાન દુર ફેંકી બોલ્યો.

“ આ જીંદગી હવે કર્તવ્યોનું પાલન કરવામાંજ પુર્ણ થશે. દેહના પ્રત્યેક ભાગમાંથી પ્રતિજ્ઞા, પ્રતિજ્ઞાજ અવાજ આવશે. સર્વ સુખોને વિસારે નાખી હૃદય **પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ** કરવાજ ચાહશે. બસ..............”

યુવક આગળ બોલે તે પહેલાંજ અવાજ આવ્યો.

" એજ, એજ, "

યુવક ચારે તરફ જોવા લાગ્યો. તેવામાં એકાએક હથીઆર બંધ મનુષ્યો આવતા જણાયા. ચંદ્રના પ્રકાશમાં ભાલા ચમકવા લાગ્યા. તે સાથેજ યુવકના નેત્રો ચમકયા ને બેશુદ્ધ થઈ પૃથ્વીપર પડયો. આવતા મનુષ્યો ઝડપથી પગલા ઉપાડતા તે તરફ આવવા લાગ્યા.

વાંચક ! આ શું ? આનો ભેદ જાણવો હોય તો અલ્પ સમય માટે શાંતિ ધરજે.

---

## તૃતિય પરિચ્છેદ.

### આ કોણ ?

મોહમયી દુનીઆમાં ખરેખર આશ્ચર્યજનક બનાવો સદાએ બને છે. નહી સાંભળેલા, નહી જોએલા ગુણો મનુષ્યમાં પ્રત્યક્ષ થાય છે.

કુદરત ! કુદરત ! ત્હારી કળા કારમી છે. તેનો પાર કોઈ પણ પામવા સમર્થ નથી. હઝારો મનુષ્યો પાર પામવા યત્નો આદરે છે. પરંતુ અંતમાં તો નિષ્ફળતાજ પામે છે.

ત્હારી પાસે તો રાય અને રંક સર્વે સરખાજ ગણાય છે.

અનેક ઋષિઓ રાજા ને નમતા અને અનેક પૃથ્વી પતિઓ ત્હેમના ચર્ણોમાં મસ્તક નમાવતા જો કે તેઓ સમાન નથી એક રંક છે બીજો રાય છે.

" બસ, અહીંઆજ સંતાઇ જાવ. " આ પ્રમાણે એક માણસ પોતાના પંદર સાથીદારોને કહી રહ્યો છે. સાથીદારો તેની આજ્ઞા પ્રમાણે ત્યાં સંતાઈ ગયા. ત્યાર પછી તે મનુષ્ય હસતો હસતો સંતાઈ જવાનું સ્થળ શોધવા લાગ્યો સ્થળ જડતાંજ તે મનુષ્ય પણ સંતાઇ ગયો.

આ યુવકનું વય આશરે ત્રીસેક વર્ષનું હશે, ત્હેની ભવ્ય મુખાકૃતિ જોતાં પ્રત્યેકના હૃદયમાં અદ્‌ભુત વિચારો ઉત્પન્ન થાય. તેની આંખો તારાની માફક ચળકી રહેલી છે. અંગપર કૃષ્ણ વસ્ત્રો પરીધાન કરેલા છે. હસ્તમાં સમશેર ખુલ્લી છે.

આ સમયે સંધ્યા સમય થએલો છે. આકાશમાં વાદળાઓ રંગ બેરંગી જણાય છે. દિનકર પોતાની પ્રિયતમા સંધ્યાદેવી સાથે આનંદ કરવા અસ્તાચળ પ્રતિગમન કરી ગયા છે. નગ્રોના જન શુન્ય માર્ગો મનુષ્ય મેદનીથી ઉભરાઈ જવા લાગ્યા છે.

યુવતીઓ પોતાના પતિદેવની રાહ જોતી પોતાની

સખીઓ સાથે આનંદાલાપ કરી રહી છે. પતિના ગુણગાન કરી રહી છે.

ધીમેધીમે રાત્રિએ પોતાનો વિસ્તાર વિસ્તારવા માંડયો. નભો મંડળમાં જણાતા રંગ બે રંગી વાદળો અદ્રશ્ય થઇ ગયા, તે સાથેજ તારલાઓ પ્રકાશવા લાગ્યા. સૃષ્ટિ શાંત થઈ ગઈ રાત્રિએ પોતાનો અમલ પૂર્ણરીતે વિસ્તારી દીધો.

રાત્રિના અમલ સાથે શાંતિ દેવીએ પણ પોતાની સહચરી નિંદ્રાદેવીને લઈ અમલ વિસ્તારવા માંડયો. રાય–રંક સર્વે પોતાના સુખ-દુઃખ, હર્ષ-શોક, કલેશ-અશાંતિ સર્વ કાંઈ ત્યાગી નિંદ્રાદેવીનું શરણ સ્વીકાર્યું. વિજયી નિંદ્રાદેવી તેમજ શાંતિદેવીએ પોતાના અમલને દ્રઢ કરવા માંડયો.

વાંચક ? ત્યારે પેલા સંતાઇ શામાટે ગયા તે કાંઇ સમજણ પડી ? જો ના પડી હોયતો જો સ્હામે શું જણાય છે?

કેટલાક મનુષ્યો અશ્વો દોડાવતા જંગલનો માર્ગ કાપતા હોય તેમ જણાય છે. હવે તું સમજી શકયો હોઇશ કે પેલા મનુષ્યો આજ જંગલમાં સંતાઇ ગયા હતા, પરંતુ ત્હેમનો શું વિચાર હશે. તે સમજાતું નથી. જો ત્હારે જાણવાની ઇચ્છા હોયતો શાંતિ ધારણ કરી સ્થિર ઉભો રહેજે. નહીતો સપાટામાં સપડાઇ જઇશ. આ મનુષ્ય દુષ્ટ હોયતો જીવનું જોખમ કરતા પણ ડરશે નહી. તેઓના હાથમાંથી છટકી જવું ઘણુંજ મુસ્કેલ પડશે.

" નાથ ! નાથ ! આ દશા ? "

આવતા ઘોડેસ્વારોની આગળ ચાલતી બંધન યુક્ત દશામાં રહેલી રમણી બોલી.

" શાણી ! ન ગભરા, પરમેશ્વરે અત્યારે આપણા માથે દુ:ખ નાખ્યું છે. તો કોઈ દિવસ સુખ આપશે ! પરમેશ્વર જે કરે છે તે સારા માટેજ ! હીંમત રાખ. પાપીઓ કાંઈ રડે દયા કરનાર નથી. "

રમણીનોપતિ જે સાથે તેવીજ સ્થિતિમાં હતો તે બોલ્યો.

" હાય નાથ ! આપણું હવે શું થશે ? આ મનુષ્યો કેટલા ભયંકર છે. તે આપથી કાંઇ અજાણ્યું નથી. હું ભવિષ્યના વિચારો આવતા કંપુછું-ભય પામુંછું. વિધાતા ! વિધાતા ! શું તને આમજ કરવું યોગ્ય લાગ્યું. ઓ પ્રભુ ! " રમણીના નયન યુગલમાંથી અશ્રુ પ્રવાહ વેહવા લાગ્યો. આ શબ્દો ને સ્થિતિ જોતાં રમણીના પતિનું હૃદય ચિરાવા લાગ્યું. નયનોમાંથી અશ્રુ વહેવા લાગ્યા. અલ્પ સમય સુધી રડયા અંતે હૃદય પત્થરનું કરી બોલ્યો.

" શાણી ! આપણી શું દશા થશે ? "

પાપીના હસ્તથી આપણું મૃત્યુ થશે. અસાર સંસારમાંથી વિદાય થઇ પ્રભુ પાસે ફરીયાદ નોંધાવવાનો સમય આવશે.

રડ નહી મૃત્યુથી આપણે શામાટે ડરવું જોઇએ. આપણે ક્ષત્રી છીએ. મ્હોત એતો ક્ષત્રીનો સહચર છે. વીર માટે આ સંસારમાં બેજ વસ્તુઓ છે. અને તે..................

આગળ બોલે તે પહેલાંજ એક ભયંકર મનુષ્ય પાસે આવી પુછવા લાગ્યો. "અને તે કઈ કમભાગ્ય !?"

"ઓ નરાધમ ! ક્ષત્રીઓ માટે જંજીરો અથવા મ્હોતજ છે." ભયંકર મનુષ્યને જવાબ આપ્યો.

"ઓ બાયલા ! તું આ ભયંકરતાને ધારણ કરનાર ભયંકર ભુતને ઓળખતો હોય તેમ જણાતું નથી. નહીતો કદાપિ પણ આવા શબ્દો બોલેજ નહી. ત્હમારે માટે મ્હોતનું નિર્માણ થઈ ચુકયું છે. પરંતું કેવું મ્હોત ? કે જે કહેતાં હૃદય અચકાય છે. જોતાં કંપારી છુટે છે. સાંભળતાં આંખોમાંથી અશ્રુઓ વહી જાય છે. તો પછી શા માટે મ્હારા સ્હામુ નિડરતાથી ઉભો રહે છે?" ભયંકર મનુષ્યે ભયંકરનાથી પુછયું.

"હું તેવા મ્હોતથી જરાપણ ડરતો નથી. દુઃખ અથવા સુખ ફકત મનનુંજ કારણ છે. આત્માનેતો કાંઇપણ થતું નથી. ત્હારાથી થાય તેટલા જુલ્મો સાથે અમારૂં મ્હોત લાવજે." વીરયુવકે વીરતાથી કહ્યું.

"ઉફ ! શું તું મ્હારૂં અપમાન કરે છે?" ભયંકર ત્રાડ મારતો પાપી બોલ્યો.

" ના ના હું અપમાન કરતો નથી. પણ મ્હારા વાક્યો ત્હારૂં સન્માન કરે છે. " હસતાં હસતાં ત્હેણે કહ્યું.

આ હાસ્ય ખરેખર પાપીનું હૃદય ચીરી નાખતું હતું. ક્રોધની જ્વાળા પ્રગટાવતું હતું. અંતે ઉશ્કેરાઇ તે બોલ્યો.

" ઓ બદમાશ ! ત્હારા શબ્દો સાંભળતા હૃદયમાં ભડભકાટ અગ્નિ પ્રગટી ગયો છે અને તેનામાં............."

રમણી ત્હેને આગળ બોલતો અટકાવી બોલી.

" તે અગ્નિમાં બળી તું ભષ્મ કેમ થતો નથી ?"

" ઓહ, હાય શું કરૂં ?" બોલતો ચોતરફ જોવા લાગ્યો.

આ ભયંકર પાપીનું શરીર રાક્ષસ જેવુંજ હતું પહેરવેષ પણ હૃદયને કંપાવે તેવો હતો. ત્હેનું વય ભાગ્યે જ ચાલીસ વર્ષનું હશે. આ નરાધમ કોઇ નિર્દોષ પતિ–પત્નિને પકડી લાવ્યો હોય તેમ જણાય છે.

વીર યુવકનું વય લગભગ બાવીસ વર્ષનું છે. પરંતુ શૂરવીરતામાં પુર જુવાનીમાં આવેલા લડવૈયાને હંફાવે તેવો છે. ત્હેનો અત્યારનો પોષાક એક વીર પુરૂષની યાદ આપે તેવો છે. ત્હેના માથાના વાળ હવામાં ઉડી રહ્યા છે. તેથી ત્હેનું મુખચંદ્ર જોતાં ક્રોધનો ભાસ કરાવે છે.

રમણીનું વય એક વીસેક વર્ષનું છે. આવતી યુવાનીને લીધે સુંદરતા પ્રત્યેકને મોહ પમાડે તેવી છે. ત્હેણે અંગ પર કાળી સાડી ધારણ કરેલી છે. તેથી ત્હેણીનું મુખચંદ્ર-નભોમંડળમાં પ્રકાશતા શશીકાન્ત જેવું લાગે છે.

આવા તેજસ્વી ક્ષત્રી દંપતિને દુઃખ દેતાં શું પાપી હૃદય નહીં કંપતું હોય કે જેથી ત્હેમને બંધનયુક્ત દશામાં અન-હદ દુઃખ આપી રહ્યા છે? હશે જે થાય છે તે ખરૂં.

અપમાનની આગમાં સળગતા ભયંકર પાપીએ રમણીના મસ્તકના વાળ પકડયા ને બોલ્યો.

"ઓ છોકરી! જો મ્હારા કરેલા અપમાનનો બદલો કેવો આવે છે તે, મ્હારી ભયંકર કોપ જ્વાળામાં ત્હારો ભોગ અપાશે. તું આજથી પૃથ્વી પરથી અદૃશ્ય થઈ જઈશ."

કહી રમણીને ઉંચી કરી પછાડી તે જોઇ રમણીનો પતિ સૈનિકોના હાથમાંથી છુટી બોલ્યો.

"ઓ બાયલા! અબળાને શું સતાવે છે?" છુટો થએલો જોતાં પાપી બોલ્યો.

"મ્હારા બહાદુરો? આને પકડો નહી તો માર્યા જશો."

માલિકની આજ્ઞા થતાં સૈનિકો પકડવા યત્ન કરવા માંડયા. વીરે પોતાની વીરતા દાખવી. સર્વ કોઇ કંપ્યા. પરંતુ

યત્નો ચાલુ જ રાખ્યા. તેવામાં એકાએક કૃષ્ણ વસ્ત્રમાં ઢંકાએલી વ્યક્તિ જણાઈ. તે બોલી.

"નરાધમ! આ શું તોફાન માંડયું છે?"

સર્વે શબ્દો સાંભળતા કંપ્યા ને બોલ્યા. "આ કોણ?"

વાંચક! આ કોણ? નો ભેદ જાણવો હોય તો શાંતિ ધારણ કરજે.

---

## ચતુર્થ પરિચ્છેદ.

### દગો.

પ્રભાતનો શિતાનીલ વહન કરી રહ્યો છે નભોમંડળમાં સૂર્યનારાયણે પોતાના રંગબેરંગી કીર્ણો પ્રસરાવી દીધા છે, તિમિરનો નાશ કરી પ્રકાશથી પૃથ્વીને અજવાળી કીધી છે. નિશાચરો પોતાના સ્થાનોમાં રાત્રિના શ્રમ પછી નિંદ્રા લઇ રહ્યા છે.

પશુઓ પોતાના માલિકના ગૃહથી છુટા જંગલો તરફ જવા અવાજો કરી રહ્યા છે, વાછરડાંઓ પોતાની માતાનો વિયોગ થશે તેવું સમજી અવાજો કરી રહ્યા છે.

પક્ષીઓ ઉદર નિમિત્ત અનાજ શોધતા પોતાના માળાઓમાંથી કલ-કલ ધ્વનિ કરતા પ્રત્યેકનું મન આકર્ષતા ઉડી રહ્યા છે.

મનુષ્યો પોતાની શય્યાનો ત્યાગ કરી દંતધાવન, તેમજ અન્ય પ્રાતઃ ક્રિયાથી પરવારી પોતાના ઉદ્યમાર્થે જવા વસ્ત્રો ધારણ કરી રહ્યા છે.

સ્ત્રીઓ તળાવોથી, નદીઓથી, કુવેથી શુદ્ધ જળના બાળ સૂર્યના કીરણોજ વડે બેઢામાંથી પ્રકાશને ઉત્પન્ન કરતી પોતાના ગૃહો પ્રતિગમન કરી રહી છે.

શાંતિ તેમજ નિદ્રાને લીધે જે માર્ગો અદ્યાપી પર્યંત જન શુન્ય જણાતા હતા તે હવે મનુષ્યોના અવરજવરથી ધમધમવા લાગ્યા. શાંતિ અશાંતિના સ્વરૂપમાં ફેરવાઈ ગઇ. તે સાથે સુખ-દુઃખ હર્ષ-શોકની બુમો સંભળાવા લાગી.

આવા રમણીય સમયે એક બાળા ગજ ચાલે ચાલતી, પ્રત્યેકને મોહ લાગે તેવા કટાક્ષો કરતી, અમુલ્ય વસ્ત્રો તેમજ આભુષણોથી પોતાના અંગને વિભુષિત કરી, પોતાની સ્થિતિ દર્શાવતી પોતાની સખીઓ સાથે કોઈ સ્થળે ગમન કરી રહી છે.

ત્હેણીનું વય આશરે સોળેકે વર્ષનું છે. અને ત્હેણીની સાથે જે સખીઓ છે ત્હેમનું પણ વય તેટલું છે એટલે સમ વય છે.

આ સુંદરી અત્યારે પોતાની સખીઓ સાથે કયે સ્થળે જાય છે, તે જાણવા હે વાંચક ! તું પણ તેઓની પાછળ શાંતિથી ચાલ, રખે અવાજ કરતો, જો ચેતી જશે તો પાછી વળશે અથવા તો અન્યત્ર ચાલી થશે.

આ રમણી વૃંદ ચાલતું ચાલતું એક ઉદ્યાન પાસે આવ્યું આ ઉદ્યાન ખરેખર મોહ પમાડે તેવું છે અનેક પુષ્પોથી ભરેલું છે, અનેક પ્રકારના વૃક્ષોથી શોભી રહ્યું છે. તેમાં તે વૃંદ પેઠું અને કુવારા પાસે આવેલ બેઠકપર સ્થાન લીધું.

તે સમયે એક અમુલ્ય વસ્ત્રો ને ધારણ કરી આંખોને નચાવતો, કોઈપણ વસ્તુ ને શોધતો યુવક તે સ્થળે આવ્યો ત્હેની નજર રમણી વૃંદપર પડી આથી કાંઇક વિચારી પાછો વળ્યો ને વૃક્ષ ઘટામાં સંતાઈ બેઠો.

ઉદ્યાનમાં રમણી વૃંદ તેમજ યુવકના આવવાથી જે અશાંતિ પથરાઈ ગઇ હતી તે સ્થળે શાંતિનું સામ્રાજ્ય પુનરપિ વ્યાપ્યું, પણ તે શાંતિ લાંબા સમય માટે રહી નહિ કેમકે આવેલ રમણીઓમાંથી એક બોલી.

“ બ્હેનબા ! હવે અમે પુષ્પો વીણવા જઈશું.” આ અવાજ આવેલ યુવકના શ્રવણે પડયો, આથી મનમાં બોલ્યો.

“ પણ તે પુષ્પોની માળા ગુંથી કોને પહેરાવવાની છે?

"પણ બ્હેનો ! પુષ્પો વીણી બ્હેલી આવજો, હું તમારી રાહ જોતી બેઠી છું." સખીઓને ઉદ્દેશી કોમળ સ્વરે રમણીએ કહ્યું.

"બહુ સારૂં બ્હેન બા ! અમે સત્વરે આવીએ છીએ." કહી સખીઓ ત્યાંથી ચાલી ગઇ.

સખીઓને જતી જોઇ વૃક્ષ ઘટામાં સંતાએલો યુવક બોલ્યો.

"હાશ હવે શાંતિ થઇ, વાદળીઓ ચાલી ગઈ, સૂર્ય પ્રકાશી નિકળ્યો, તારાઓ નિસ્તેજ પડી ગયા, ચંદ્રે પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું. આજે અનેક યત્નો પછી ભાગ્યશાળી થયો, પ્રેમ પ્રતિમાં સાથે પ્રેમ વિનોદ કરવાનો અવસર મળ્યો નશિબનું પાંદડુ પલટાયું, પ્રેમિકાને મલવાનું આવ્યું હવે વિલંબ શા માટે કરૂં, ગએલી સખીઓ પાછી આવશે ને જેમ પવન મેઘને વાદળાને વિખેરી નાંખે છે તેમ હૃદયેચ્છા અપૂર્ણજ રહેશે, હર્ષને સ્થળે શોક પથરાઇ જશે પુનરપિ આવા સમયની રાહ જોતા ભટકવું પડશે." બોલતો યુવક વૃક્ષપરથી નીચે ઉતરવા લાગ્યો, ઉતર્યા પછી ચો તરફ જોવા લાગ્યો, ને બોલ્યો.

"કોઈ નથી, મ્હારા કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરે તેવું કોઇપણ અત્યારે આ સ્થળે નથી, વાહ નશિબ ત્હને પણ

ધનભાગ્ય ઘટે છે કે આવી રમણી ત્હને મળી બસ હવે........."
યુવક આગળ બોલે તે પહેલાં કાંઈ અવાજ સંભળાયો આથી
તે શાંત થઈ ગયો, તે અવાજ રમણીનો હતો, તે કાંઈક
બોલતી હતી.

"પિતા ! પિતા ! નિષ્ઠુર પિતા ! આજે ત્હમારા
દુષ્કૃત્યોથી મ્હારે આ દશા ભોગવવી પડે છે વિરહાનળથી
નિશદિન બળવું પડે છે.

પાસે પ્રેમસાગર વહન કરે છે છતાં પણ હું પાન કરી
શક્તિ નથી, પાસે પ્રેમચંદન પડેલું છે, છતાં પણ મદનના
તાપથી બળી રહી છું. પાસે સુગંધ પ્રસરાવતું પ્રેમ પુષ્પ
પડેલું છે, છતાં ત્હેની સુગંધી લઇ શક્તિ નથી.

શું કરૂં ? ક્યાં જાઉં ? કેવી રીતે હૃદયને શાંત પમાડું હાય !

બાળા રડવા લાગી. નયનોમાંથી અશ્રુ વહેવા લાગ્યા,
જોતા યુવક કંપ્યો, શાંત રાખવા આગળ પગલું ભર્યું તે
સાથેજ અવાજ આવ્યો.

" નાથ નાથ ! આ હીણભાગ્ય અબળાને દુઃખ સાગરમાં
ધકેલી ક્યાં ચાલ્યા ગયા ? શું હવે પાછા નહીજ આવો, આ
દર્શનાતુરને દર્શન નહીજ આપો, પ્રેમરસ નહીજ પાવ હૃદય
દેવ ! આપના વિના સર્વ સુખો દુઃખરૂપ થઈ પડયા છે.
શાંતિ કોઈ પણ સ્થળે મળતી નથી.

આ ઉદ્યાનમાં વહન કરતો શિતાનીલ મ્હારા પ્રત્યેક અંગને પ્રજાળી રહ્યો છે, આ કુસુમો સુખ આપવાને બદલે પોતાની શોભા બતાવી બાળી રહ્યા છે. વૃક્ષો સાથે વેલી વીંટાએલી જોતાં મન મુંઝાઈ જાય છે પપૈયા–મેના–કોયલના શબ્દો હૃદય સારી રહ્યા છે, હવે........" બાળાનું હૃદય ભરાઇ આવ્યું રડવા લાગી, આ જોઈ યુવક ઝડપથી પગલા ભરતો આગળ વધવા લાગ્યો પુનઃ રમણી બોલી.

"હૃદય નાથ ! આ દાસીના ગુન્હા વિસારે નાંખી દર્શન દેવા સત્વરે આવજો. મદન શરથી બચાવજો, દુઃખ સાગરમાંથી હાથ પકડી બ્હાર કાઢજો."

"નક્કી હૃદયદેવી મ્હને જોઈ ગઇ મ્હને ઉદ્દેશીનેજ આ બધું બોલતી હોય તેમ લાગે છે. વ્હાલી ! ન ગભરા હું હમણાંજ આવું છું, ને ત્હારી આંખો આગળ ઉપસ્થિત થાઉ છું, કામાગ્નિથી બળતી બચાવું છું. દુઃખ સાગરમાંથી ત્હારો હસ્ત પકડી બ્હાર ખેંચી કહાડું.

અહા કેવો સમય ? શું પ્રેમિક અને પ્રેમિકા કામદેવના સપાટામાં સપડાઈ આમજ દુઃખ પામતા હશે ? કુદરત, કુદરત ત્હારી કળા કારમી છે. હું............" યુવક આગળ બોલે તે પહેલાં રમણીની સ્થિતિ વિચિત્ર થઈ ગઇ, તે એકાએક ઉભી થઈ ગઇ ને બોલી.

"હવે આ જીવન નકામું છે,પ્રેમિ વિના સંસાર દુઃખમય છે નાથ !.........." બોલી દોડવા લાગી આજોઇ યુવક બોલ્યો.

"આવું છું પ્રેમિકા ! ન ગભરા." એકાએક અવાજ સાંભળી રમણી ઉભી રહી ને બોલી.

"શું નાથ આવ્યા ? દીન દાસીની દયા આવી ?"

"હા વ્હાલી પ્રાણેશ્વરી હા"

બોલતો યુવક ત્યાં આવી પહોંચ્યો. યુવકને જોઇ રમણી રક્ત નેત્રો કરી બોલી.

"પાપિ ! કર્મ ચંડાળ ! તું કોની રજાથી આ ઉદ્યાનમાં દાખલ થયો ?"

"કોની રજાથી ? હૃદયમણિ ! પ્રેમી માટે રજા હોય કે ? કામદેવના પ્રભાવથી આ ઉદ્યાનની આસપાસ પહેરો ભરતા પહેરીઓને અંધ બનાવી દાખલ થયો છું અને ત્હમારી દુઃખ પૂર્ણ દશા જોઈ આપની પાસે ઉપસ્થિત થયો છું. વ્હાલી ! હવે હઠ છોડી-માન છોડી પ્રેમ વિનોદ કરો" કહી યુવક રમણીને ભેટવા આગળ વધ્યો.

"વ્યભિચારી ! જો આગળ વધ્યો છે તો આ કટારથી ત્હારો અંત આવશે." બોલતી બાળાએ છુપાવી રાખેલી કટાર બ્હાર ખેંચી કહાઢી. આ શબ્દો સાંભળી યુવક હસતો હસતો બોલ્યો.

"શાણી ! ત્હારી પાસે તો કાળની નાની પુત્રી કટાર

છે. પરંતુ મ્હારી કમરે જો. કાળની મ્હોટી પુત્રી તલ્વાર લટકી રહી છે.

“ઓ અધમાધમ! ચાલ તું આ ઉદ્યાનમાંથી નીકળ નહી તો પરીણામ વિપરીત આવશે.”

“શું તું મ્હને ચાલ્યા જવાની આજ્ઞા કરે છે? ઓ બાળા! તું ભુલે છે હું કદાપિ ત્હને મુકી જનાર નથી.” કહી તે દોડયો ને બાળાના હસ્તમાં રહેલી કટાર છીનવી લઇ ખભે નાખી દોડવા લાગ્યો. દગાનો ભોગ થએલી બાળા બુમો પાડવા લાગી સખીઓ દોડી આવી. પરંતુ તેઓ જાણી શકી નહી કે કોણ લઇ ગયું આથી ગભરાઇને બોલી.

“હાય, દગો દગો.?”

વાંચક! આ વ્યક્તિઓનો પરીચય તેમજ દગો થવાનું કારણ જાણવું હોય તો શાંતિ ધરજે.

---

## પંચમ પરિચ્છેદ.

---

### જંગલમાં.

“અરે હીંમત રાખો. આમ શું નામર્દ થાવ છો?”

આ પ્રમાણે એક માણસ પોતાની પાસે બેઠેલા એક રાજવંશી જેવા જણાતા યુવકને કહી રહ્યો છે.

"હીંમત શી રીતે રાખું ? મારા હસ્તે તેવું કાર્ય કદાપિ પણ બનનાર નથી." નિશ્વાસ નાખતો રાજવંશી પોતાના સહચરો સ્હામું જોઇ બોલ્યો.

આ સમયે પૃથ્વી પર અંધકાર પથરાઈ ગયો છે. શાંતિ વિના અન્ય કાંઈ દૃષ્ટિગોચર થતું નથી. પરંતુ તે શાંતિનો ભંગ, ઘુવડના ભયંકર અવાજથી, કુતરાના ભસવાથી તેમજ પહેરેગીરોના સાવધાનસૂચક શબ્દોથીજ થાય છે.

નભોમંડળમાં તારલાઓ ચમકી રહ્યા છે. છતાં પણ તેઓ તિમિરને દુર કરી શકતા નથી તેઓનો ચળકાટ ફક્ત સમિપમાં આવેલ મનુષ્યને જોવા પુરતોજ છે. ચંદ્રદેવના બદલે શુક્રનો તારો ઝળહળી રહ્યો છે. પણ તેનાથી કાંઇ ચંદ્રની ગરજ સરતી નથી.

જે જંગલની પાસે આ મનુષ્યો બેઠેલા છે, તે જંગલ પ્રત્યેક મનુષ્યના હૃદયને કંપાવે તેવું છે. તે જંગલમાં જેને સંસારનો ત્યાગ કર્યો છે, પ્રાણની પણ પર્વા નથી. તેવા ઋષિ મુનીઓ અને જગતમાં વીર પુરૂષની ગણત્રીમાં ગણાતો મનુષ્ય પણ આ જંગલમાં દાખલ થતાં અચકાય તો નિર્બળ મનુષ્યની શી વિસાત ?

તે જંગલ પાસે એક નદી વહન કરી રહી છે. અત્યારે તે નદીના જળપર અંધકારે પોતાની શ્યામ રંગી ચાદર તેના પર નાખી દીધી છે એટલે કે તે જળ શ્યામરંગી જણાય છે.

આ નદીના જળનો વહન કરવાથી અવાજ ઘણોજ ભય-કર થાય છે. તેનો સ્વર સાંભળતા પ્રત્યેક હૃદય થથરી જાય. છતાં પણ આ મનુષ્યોના હૃદય ભયથી જરાપણ કંપતા નથી. તેઓ ભયની સામે થવા તૈયારજ હોય તે પ્રમાણે નિડરતાથી બેઠા છે.

અત્યારે તેઓ શા અર્થે આવેલા હશે તે કાંઈ સમજાતું નથી. શું નગ્રમાં કોઇપણ શાંતિપૂર્ણ સ્થળ તેઓને નહી જડયું હોય ?

બેઠેલ મનુષ્યની સંખ્યા ફક્ત પાંચની છે. તેઓ શિલા પર બેઠેલા છે, તેમજ ત્હેમના શરીરને કૃષ્ણ વસ્ત્રોમાં છુપાવેલા છે. પ્રત્યેક પાસે ત્હેમનું રક્ષણ કરનાર તલ્વાર પડેલી છે.

આમાં જે રાજવંશી જેવો જણાય છે. ત્હેનું વય આશરે પચ્ચીસ વર્ષનું છે. પણ ત્હેનો બાંધો એક કસાએલા લડવૈયા જેવો છે: એટલે કે મજબુત કદાવર છે. ત્હેની આંખો અત્યારે રક્ત વર્ણની થએલી છે. તે વારંવાર દાંત કચડે છે, મુઠ્ઠીઓ ઉંચી નીચી કર્યા કરે છે.

ત્હેની પાસે બેઠેલા ત્હેના સાથીદારો પણ તેટલીજ વયના હોય તેમ જણાય છે. તેઓ પણ અત્યારે ભયંકરતા દર્શાવી રહ્યા છે. કુદરતના નમુના રૂપ પુતળાં કાંઈક ભયંકર કર્મ કરવા આ સ્થળે આવ્યા હોય તેમ સ્પષ્ટ જણાય છે.

“ જો ત્હમારા એકલાની હીંમત ન ચાલતી હોય તો મ્હને અથવા આટલામાંથી કોઇને પણ પસંદ કરી. તે કાર્ય પૂર્ણ કરો. ત્હમારે તે કાર્ય કરવું પડશે તે કાર્ય કરશો તોજ વાર્યું કામ થશે. આપણા વિજય ડંકા સર્વત્ર વાગશે. ”

મુછોપર તાલ દેતો, આંખોને નચાવતો એક વીર બોલ્યો.

“ અરે રહેવા દો. જો ત્હમારામાં શક્તિ હોય તો ત્હમેજ પોતે તે કાર્ય કરો. આપણાથી થનાર નથી તે નથીજ. મ્હારા સર્વ સુખોમાં આગ સળગાવવા ચાહતો નથી. મ્હારે તે વિજય જોયતો જ નથી.” રાજવંશી યુવકે શાંતિથી જણાવ્યું.

“ તો શું. આજ સ્થિતિ ભોગવવી છે ? જે ઇચ્છાને હૃદયમાં ધારણ કરી છે તેને શું તિલાંજલી આપવાનું નક્કી કર્યું છે. કહો, કહો, શું વિચાર છે ? આપના વિચારો સાંભળતાં મ્હારા હૃદયમાં શુંનું શું થઈ જાય છે. ”

વ્યથિત હૃદયે બોલતો હોય તે પ્રમાણે બોલ્યો પરંતુ તે તો શાંતજ રહ્યો.

“ મિત્ર ! શું ત્હમારા લીધે અમારે પણ દુ:ખની ગતોમાં સડ્યા કરવું ? ભાગ્યાકાશમાં ઉગતા સૂર્યને શું નિરાશા રૂપી વાદળાઓથી ઢંકાઈ જવા દેવો ? શું કાંઇપણ વિચાર નથી આવતો ? અમારી પણ લાગણી નથી થતી ?”

બીજાએ તે યુવકને પૂછયું.

" વિચાર ? મ્હને શું સ્વાર્થી ધાર્યો ? મિત્રો શું કરૂં લાચાર છું. મ્હારો આત્મા આ કૃત્ય કરવા ના પાડે છે ને કહે છે કે પરિણામ સારૂં નહીજ આવે. જેણે મ્હારા...." યુવકને બોલતો અટકાવી ત્રીજો બોલ્યો.

" દોસ્ત ! તું મૂર્ખો છે. સ્વાર્થના સહુ સગા છે તે તું ભુલી ગયો હોય તેમ લાગે છે. આ સંસારમાં સ્વાર્થનુંજ સગપણ મનાય છે. જ્યાં સ્વાર્થ પુરો થયો કે સંબંધ તુટ્યોજ સમજી લેવો."

હસતાં હસતાં કહી નાખ્યું.

" માત-પિતા વિના સર્વ કોઇ સ્વાર્થના સ્નેહી છે. તે તો નક્કી છે. મિત્રો ! જેણે નાનપણથી ઉછેર્યા, દુઃખોને સહન કર્યા, ત્હેમના ઉપકારો ભુલી જઇ, ત્હેમના ઋણમાંથી છુટવાને બદલે તેઓના..........." શાંતિથી તે યુવક બોલ્યો.

" એ બધી શાસ્ત્રની વાતો જવા દેને આટલુંજ સુત્ર યાદ રાખ કે કાર્યને પૂર્ણ કરવું. અથવા તો આ દેહનો નાશ થવા દેવોઃ બસ કમર કસ. નામર્દોમાં નામ નહી ગણાવતાં, અત્યાર સુધી જેવો બહાદુર ગણાયો છે. તેવોજ કાયમ રહે." ચોથાએ કહ્યું.

" ત્હમારી ઇચ્છા કદાપિ પણ ફળનાર નથી. ત્હમારા ધાર્યામાં ધૂળ મળશે, સદાએ નિરાશાની પચંડ અગ્નિમાં બળ્યાજ

કરવું પડશે.” એકાએક તેઓની પાછળથી અવાજ આવ્યો.

“અરે ! આ અવાજ એકાએક કેવો !” સર્વે આશ્ચર્ય પામી બોલ્યા. ને ઉઠયા.

“નામર્દો ! કેમ ડરો છો ? હમણાં તો વીરતાની વાતો કરતા હતા ને એકાએક આ શો ફેરફાર. શું આજ હીંમત પર કાર્ય પૂર્ણ કરવાના હતા ?” અવાજ ક્રોધથી પરીપૂર્ણ હતો.

અવાજ સાંભળતાં પાપીઓના હૃદય થરથર્યા. તેઓની હીંમત અદ્રશ્ય થઈ ગઈ.

“ઓ બહાદુરીના બણગાં ફુંકનાર બાયલાઓ ! નાસો નહી–ડરો નહી. આ તો હું સુચના આપી રહ્યો છું. તમારૂં ભાવિ ભયંકર છે. તમારે અનેક સંકટો સહન કરવાના છે, છતાં પણ સત્ય સુખ પ્રાપ્ત થનાર નથી. બસ હવે હું જાઉં છું. ને કહેતો જાઉં છું કે હવેથી સંભાળીને રહેજો.” આવતો અવાજ એકાએક બંધ થઈ ગયો. સર્વના હૃદય પુનઃ હિંમત-વાન બન્યા.

“અરે ! શું થનાર છે એવા ભામટાઓથી ? દોસ્ત હીંમત રાખ. ગમે તેવી સ્થિતિમાં હોઇએ છતાં પણ હીંમતને છોડવી નહી. એક તરફ જો. મહાન સુખના સાગરો. બીજી તરફ જો એક નાનું સરખું દુ:ખનું ખાબોચીયું. કહે કયે માર્ગ પસંદ છે ?”

" શું જવાબ આપું ? મ્હારી હીંમત તો આ કાર્યમાં ચાલતી નથી. મ્હારો વિચાર..............." આગળ બોલતા અટકાવી બીજો બોલ્યો.

" હવે વિચાર કરવાનું છોડી દે. જો તું આ કાર્ય કરીશ તો જરૂર સ્વર્ગ સુંદરી પ્રાપ્ત થશે. "

" શું પ્રાપ્ત થશે ? આ જીવનમાં ત્હેણીનો હસ્ત મ્હારા હસ્તમાં આવશે. આ હૃદય તે પ્રેમાળ હૃદય સાથે જોડાશે ?" એકાએક ચમકી તે યુવક બોલ્યો.

" જરૂર, જરૂર તે રમણી ત્હને મળશે. ત્હારા જીવનની ભાગ્યદેવી થશે ત્હારા સર્વ કોડને પુરશે જ્યાં ત્હેં આ કાર્ય પુરૂં કર્યું. તેજ સમયે સ્વર્ગ સુંદરી ત્હારીજ થઇ તે સમજી લે. બોલ હવે ત્હારૂં હૃદય હા પાડે છે કે નહી ?" ત્રીજાએ રાજવંશી યુવકને કહ્યું.

" જો તે મળતી હોય તો..............................." રાજવંશી યુવકને બોલતો અટકાવી ચોથો બોલ્યો.

" હવે મળવાની શું. ચોક્કસ મળશે લે મ્હારૂં વચન. હુજ તે પ્રાપ્ત કરાવી આપીશ. " કહી વચન ત્હેને આપ્યું.

" તો હું જરૂર તે કાર્ય કરીશ !" રાજવંશી યુવકે કહ્યું.

તો આપ તેવું અમને વચન આપો. " પહેલાએ વચન આપવા જણાવ્યું.

"વચન તો નહી આપું મ્હારા બોલપર વિશ્વાસ રાખો. હું કદાપિ એ વચની થતોજ નથી." રાજવંશી યુવકે કહ્યું.

"પણ અમે ત્હમારા પર વિશ્વાસ મુકી શકતાજ નથી. વચન તો આપવુંજ પડશે." બીજાએ રાજવંશી યુવકને સ્પષ્ટ જણાવી દીધું.

"શું વિશ્વાસ નથી. લ્યો વચન." કહી વચન આપ્યું.

"શાનું વચન ત્હમે આપો છો ?" ત્હેને પુછયું.

"મ્હારા પિતાનું ખુન કરવાના." કહી ઉઠયો.

વાંચક ! શું પુત્ર પિતાનું ખુન કરશે ? જાણવું હોય તો આગળ વાંચ.

---

## ષષ્ટ પરિચ્છેદ.

---

### પૂર્વ પરિચય.

મ્હારા વ્હાલા પાઠક ! તું અત્યાર સુધી અંધકારમાંજ કુટાયો, તું કોઇપણ વ્યકિતને ઓળખી શકવાને સમર્થ થયો નથી. તો હુંજ સર્વ પાત્રોપર પ્રકાશ નાખી ત્હેમની સાથે ત્હારો પરિચય કરાવું છું.

આપણી નવલકથા ભારત ભૂમિમાં આવેલા રામપુર નગ્રની છે. શરૂવાત નગ્રની છે. શરૂવાત ગ્રિષ્મ રૂતુથી થાય છે.

પ્રભાતનો સુમધુર, સુગંધિત પવન સુગંધ પ્રસરાવતો વહન કરી રહ્યો છે. નગ્રમાં ઘંટીઓના અવાજ સંભળાય છે. ભક્ત જનોના મુખમાંથી પ્રભાતીયા અસર કરતા નીકળી રહ્યા છે. ચોરો પોતાના શત્રુ સૂર્યને આવતો જાણી પોતાના મકાનો પ્રતિ લપાતા છુપાતા જઈ રહ્યા છે. સૂર્યની ઉગવાની તૈયારી થઈ રહી છે. તેવું સમજી ઘુવડ–ચિબરી ઈત્યાદી પોતાના ગુપ્ત માળાઓપ્રતિ ઝડપથી ઉડી રહ્યા છે. સિંહો, વ્યાઘ્રો, પોતાની ગુહાઓ તરફ પ્રત્યેકને કંપાવે તેવી ભયંકર, ગર્જના કરતા જઈ રહ્યા છે.

આ સમગ્રે નિર્જન જંગલમાં એક પર્ણકુટીમાંથી ભષ્મ વડે કપાળને ચમકાવતો, બ્રહ્મ તેજથી દીપતો, ભગવા વસ્ત્રોમાં ઢંકાએલો એકગ્ર કવી બહાર નીકળ્યો ત્હેણે ઉગતા સૂર્ય ને અર્ઘ આપવા માંડ્યા. અર્ઘ્ય આપી રહ્યા પછી સ્તુતિ કરવા લાગ્યો. સ્તુતિ પૂર્ણ કરી સૂર્યને નમસ્કાર કરી પોતાની પર્ણકુટીમાં ચાલ્યો ગયો. તેવામાં એક સાધુ હસ્તમાં એક ભુંગળી લઇ ત્યાં આવ્યો.

ભુંગળી જોઈ યોગીએ પુછ્યું:–" બચ્ચા ! યે ક્યા હે. ઓર કહાંસે લાયા ?

ગુરૂજી ! મ્હેં સ્નાન કર રહા થા. ઉસ વખ્ત યે.

બાંસકા કટકા મ્હેને દેખા. સો ઉસી કો નિકાલકર આપકી પાસ લાયા હું. ”

કહી સાધુએ વાંસની ભૂંગળી યોગીના હસ્તમાં મુકી. યોગીએ બરાબર ધારી ધારીને જોવા માંડી પણ કાંઇ જણાયું નહી. ને વિચાર વમળમાં ગોથા. ખાવા માંડયા પુનરપિ તપાસવા માંડી તેવામાં ત્હેની નજર એક ઠેકાણે ચોંટી તપાસી તડ જણાઇ કાંઈક હર્ષમાં આવી ત્હેના કડકા જુદા કર્યા. તો અંદરથી એક કડકો કાગળનો મળ્યો. તે કડકો ફાટી ગએલો હતો ત્હેને ધારી ધારીને વાંચવા માંડયું.

રામપુરમાં મહેલ આવેલો છે. આપણે આપણી ધારણા મ્હને ખાત્રી છે કે તેમાં જરૂર ને ભવિષ્યમાં પૂર્ણ સુખી થઈશું. ભુલ તો નહી આપણા સર્વ કાર્યની શરૂવાત ત્યાંથીજ થાય છે. વધુ લખતો નથી.

લી૦,

હું છું. જેને તું સારી રીતે ઓળખે છે.’

યોગીએ કાગળ પુનરપિ વાંચ્યો. પણ કાંઇ સમજણ પડી નહી આથી પાછોવાળી દઈ વિચારવમળે ચઢયો.

“ ગુરૂજી ! યે કાગજ કા માયના કયા ? ” ચેલાએ ગુરૂને પ્રશ્ન પુછયો.

" વોહી મેં સોચ રહા હું યે ઈન્સાનને કયા સમજ કર અયસી કાફલી કો ઈસ બાંસકી ભુંગલી મેં ડાલી હોગી. ઓર ઈસકો કીસીને લીખા હોગા ?" યોગી વિચારનાં ભયંકર ગર્તામાં ગબડવા લાગ્યો. પણ કાંઈ આશાનું કીર્ણ હાથ લાગ્યું નહી આથી નિરાશ થઈ શું કરવું ને શું ન કરવું તેના વિચારમાં પડયો.

અલ્પ સમય પછી યોગી બોલ્યો:—" મ્હેં સમઝતા હું કે રામપુરમે કુછ જુલ્મ હોનેવાલે હય. યે કાગજ શયતાનને અપને દોસ્તપે લીખા હય. ઓર ઉસીકો દોસ્તને યે કાગજકી યે દશા કરકે ઉસ નદીમેં ફેંકદીઆ હય."

" અપન કો કયા ચાહય સો કરે." કહી ચેલો ત્યાંથી ઉઠયો.

યોગી વિચારમાં ગોથાખાતો ત્યાંજ બેસી રહ્યો.

\+ + + +

રામપુરમાં આવેલા મહેલમાં અત્યારે એક દીવાનખાનામાં રાજા અમરસિંહ બેઠેલા છે ત્હેમના હૃદયમાં અત્યારે ભયંકર તોફાન ચાલી રહ્યું છે.

મુખ વાટે વારંવાર નિશ્વાસ મુકી રહ્યા છે ચારે તરફ ત્હેમને માટે અત્યારે ભયંકર અંધકાર પ્રસરી ગયો છે.

અંતે આંખમાંથી અશ્રુ પાડતા ચારે તરફ જોતાં બોલવા લાગ્યા. તે આજે બોલતા હતા તે સ્પષ્ટ સંભળાતું નહોતું.

પરંતુ ત્હેમના ચ્હેરા પર થતા ફેરફાર પરથી તો એટલું તો સ્પષ્ટ જણાતું હતું કે તેઓ દુઃખોદ્‌ગારજ કહાડી રહ્યા છે. હવે તેઓ ઉઠયા. ને બારી વાટે બ્હાર જોવા લાગ્યા અલ્પ સમય પછી પાછા આવ્યા ને બેઠા. પુનઃ અશ્રુ પાડવા લાગ્યા. હૃદયભાર હલકો કરી બોલવા લાગ્યા.

"હાય મ્હારૂં શું આમજ થશે? મ્હારી રાણી પુત્રી સર્વે દુઃખમાં ડુબીજ જશે. શું મ્હારા મુકેલા વિશ્વાસનો આ બદલો?"

"પ્રભુ! પ્રભુ! શું ત્હેં મ્હારા માટે ભયંકર મૃત્યુ નિર્માણ કર્યું છે. મ્હારી રાણી તેમજ મ્હારી પુત્રીને રંક અવસ્થામાં મુકીનેજ મ્હારે આ સંસાર છોડી ચાલ્યા જવું પડશે?" બોલતો રાજા શાંત થયો. તે સાથે ગંભીર અવાજ આવ્યો.

રાજા અમરસિંહ! ત્હારે સર્વેને આ અસાર સંસારમાં મુકી ચાલ્યા જવુંજ પડશે. પ્રભુએ ત્હારે માટે તેવુંજ મ્હોત નિર્મ્યું છે માયાને છોડ, પ્રભુમાં ચિત્ત જોડ. હવે વૃથા શોક કરે કાંઇ પણ વળનાર નથી. તું ક્ષત્રી છે ત્હને મ્હોતની બીક શી?"

"હું મ્હોતથી ડરતો નથી. જે જન્મ્યું છે ત્હેને માટે મ્હોતજ છે. પરંતુ આવું કાયર મ્હોત? યુદ્ધમાં શત્રુને મારતા મારતા મરવું તેવું મ્હોત હું માગું છું. વળી મ્હારી પુત્રી કે જે દુઃખથી તરફડે. મ્હારી રાણી શત્રુના કારાગૃહમાં

પિડાય તેવી સ્થિતિમાં મ્હારૂં..............." રાજા અમરસિંહ આગળ બોલે તે પહેલાં અવાજ આવ્યો.

"રાજા ! જેણે આ પૃથ્વી સૃજી છે. તેની તેને ચિંતા થાય છે. વળી કર્મમાં જે લખ્યું હશે. તે કદાપિ પણ મિથ્યા થનાર નથી. ત્હારી રાણી તેમજ પુત્રીનું રક્ષણ કરવા પરમાત્મા તૈયાર છે."

"શું ત્હેમના કર્મમાં દુઃખી થવાનું લખ્યું છે ? જો દુઃખ પડવાનું હોત તો આ સ્થળે શામાટે આવતા ? રાજા અમરસિંહે પુછયું.

"હું કહેતો નથી કે તેઓ દુઃખી થાય. હે રાજા ! આ સૃષ્ટિ અંદર કોઇપણ મનુષ્યના દીવસ સરખા રહેતા નથી. એક વખતે રાજા તો બીજી વખતે તેજ મનુષ્ય ભિખારી થાય છે. જો સદાને માટે સુખ રહેતો પછી દુઃખની કીંમત કોણ કરે. જો સદાને માટે અજવાળી રાત રહેનાર હોત તો ચંદ્રની કીંમત તેમજ અંધકારથી થતા દુઃખનો અનુભવ કેવી રીતે થાત ?" અવાજે રાજાને જવાબ આપ્યો.

"બસ. હવે મ્હારે વધારે નથી સાંભળવું હું તેઓને ત્હેમના કર્મ પર અને ઈશ્વરના રક્ષણ નીચે મુકું છું હવે ભલે મ્હારૂં ગમે તે થાય ત્હેની મ્હને પરવા નથી." રાજા અમરસિંહે શાંતિથી કહ્યું.

"તો રાજા હું જાઉ છું. શાંતિ ધારણ કરજે." આવતો અવાજ શાંત થઇ ગયો.

રાજા અમરસિંહના મુખપર ઉદાસીની છાયા છવાઇ ગઇ.

ત્હેમની વય આશરે પચ્ચાસ વર્ષની છે. હજી ઘડપણે પોતાનો અમલ પૂર્ણ રીતે વિસ્તાર્યો નથી. ફક્ત માથાના કેશ કાંઇક સફેદ થયા છે. યુવાનીનું તેવુંજ શૌર્ય, તેવીજ વિચાર શક્તિ, તેવોજ બાંધો છે અત્યારે પણ ત્હેમના નામનાજ શ્રવણથી શત્રુઓ કંપી ઉઠે છે. ત્હેમના શૌર્ય આગળ શત્રુઓના હથીઆરો કટાઈ જાય છે. આત્મા ત્હેમના ચર્ણોમાં નમવા આજ્ઞા આપે છે.

તેવામાં ત્હેમની ધર્મ પત્ની ચંદ્રપ્રભા ત્યાં આવ્યાં. ત્હેમનું વય આશરે ચાલીસ વર્ષનું છે. પતિને પ્રભુ સમ માનનારી ચંદ્રપ્રભાએ પોતાના પતિને ઉદાસ જોઇ પૂછયું.

"નાથ ! એવું તો શું સંકટ આવ્યું છે કે જેથી મુખાકૃતિ ફીક્કી પડી ગઈ છે ?"

"રાણી ! આ કાગળથીજ આપ જાણી શકશો કહી રાજાએ પોતાની પાસેનો કાગળ આપ્યો." રાણીએ વાંચવા માંડયો.

ભાઇશ્રી

આપણ નગરની છેવાડે ત્યાં તું આવજે

હું ત્યાં મળીશ અને નક્કી કરેલી પ્રમાણે

ભયંકર આગ પ્રગટાવીશું. આપણે ફાવીશું.

રાણી પત્ર વાંચી બોલી.

"નાથ ! પ્રભુ આપાણું રક્ષણ કરશે." કહી રાજા રાણી ત્યાંથી ઉઠી બીજા ખંડમાં ગયા.

વાંચક ! તું સમજ્યો હોઇ શકે આ કાગળ પૂર્વના કાગળની પૂર્તિ હતી.

---

## સપ્તં પરિચ્છેદ.

### વીર અજય.

"અજયસિંહ ! માનો. લક્ષ્મી ચાંદલો કરવા આવી છે, માટે મ્હોં ધોવા જવાનું છોડી દ્યો. શામાટે અમુલ્ય અવસર એળે ગુમાવો છો ?"

આ પ્રમાણે એક કૃષ્ણ વસ્ત્રને પરીધાન કરનાર વ્યક્તિ પોતાની પાસે બેઠેલા અજયસિંહ નામક વ્યક્તિને ઉદ્દેશી બોલી રહી છે.

"શું હું માની જાઉં ? શયતાનસિંહ ! ત્હમારી ધારણા ફળીભૂત થવી ને પુષ્પ રૂપમાં જણાવતા વાદળને પકડવા

યત્ન કરવા જેવી છે અદ્યાપિ ત્હમે આ વીરના હૃદયને ઓળખી શક્યા નથી. તેથીજ આ પ્રમાણે બોલો છો આ જીવ જાન ત્હેમની સેવા માટે.................................”

અજયસિંહ પોતાની સ્હામે બોલનાર શયતાનસિંહ નામક વ્યક્તિ કે જે પૂર્વે બોલી હતી ત્હેને ઉદ્દેશીને બોલ્યો. અજયસિંહના વાક્યો શ્રવણે પડતાંજ શયતાનસિંહ ક્રોધથી લાલચોળ થઈ ગયો. છતાં પણ ક્રોધને સમાવી શાંતિથી બોલ્યો.

“ અજયસિંહ ! આ સમય કાંઈ વફાદારીનો નથી જે કપટ દગો કરી જાણતો હોય તેજ વિજયી નિવડે છે. માટે મ્હારૂં કહ્યું માનો, ને મદદ કરવા તૈયાર થઇ જાવ.”

શયતાનસિંહે અજયસિંહને દગાનો પાઠ ભણાવવા માંડયો.

“ શયતાનસિંહ ! હવે મ્હારે વધુ જોઇતું નથી આ સ્થિતિમાંજ મ્હને પૂર્ણ આનંદ પ્રાપ્ત થાય છે. વફાદારીથી સર્વ સુખો પ્રાપ્ત થએલ છે, અને ભવિષ્યમાં થશે. હવે વધુ ત્હમારી સાથે વાતો કરવા માગતો નથી.”

કહી અજયસિંહ બેઠો હતો ત્યાંથી ઉભો થઈ ગયો ને ચાલવા માંડયું.

“ અજયસિંહ ! ચાલવા ન માંડો બેસો. મ્હારા બે શબ્દો સાંભળી લ્યો. પછી જવું ઉચિત લાગે તો જજો. આગળ ન વધો.”

શયતાનસિંહ અજયસિંહ સ્હામું જોઇ દયાજનક સ્વરે બોલવા માંડયું. શયતાનસિંહની કપટજાળમાં અજયસિંહ પુનઃ ફસાયો. આગળ વધતાં અટકયો. ને પાછો આવી પ્રથમ જ્યાં બેઠો હતો ત્યાં આવી બેઠો.

" બોલો શયતાનસિંહ ! ત્હમારે શું કહેવું છે ? હું ત્હમારા શબ્દો સાંભળતાંજ પાછો આવ્યો છું. વિલંબ ન કરો. ત્હમારા અપવિત્ર ધામમાં બેસવાથી મ્હારૂ હૃદય અપવિત્ર –મલિન વિચારોમાં મગ્ન થઇ જાય છે મ્હારી વફાદારી હૃદયમાંથી ખસી જઇ નિમકહરામ થવા પ્રેરે છે. " ગંભીરતા ધારણ કરતો અજયસિંહ શયતાનસિંહ સ્હામું જોઈ બોલ્યો શયતાનસિંહ પોતાની કપટ જાળનો પૂર્ણ વિસ્તાર કરવા નયનોમાંથી અશ્રુ વિસર્જન કરી રહ્યો છે. આ જોઇ અજયસિંહ બોલ્યો.

" શયતાનસિંહ ! ત્હમારા અશ્રુઓ મ્હારા ચંચળ મનને ઉશ્કેરે છે મ્હને મ્હારા કર્તવ્યથી વિમુખ કરે છે. બસ શાંત થાવ. મ્હારા શબ્દો સાંભળો. હું કદાપિ પણ ત્હમને સહાય્ય કરી શકું તેમ નથી. મ્હારી કીર્તિને કદાપિ કલંકીત બનાવી શકું તેમ નથી. માટે ત્હમારા શોકને દુર કરો મ્હારાથી ડરશો નહી આ વીર અજયના મુખમાંથી કદાપિ પણ ત્હમારા આ કર્મનો સ્ફોટ થનાર નથી. હું જે એક વખત બોલું છું તે સદાને માટે પળું છું. બસ હું ત્હમારો ત્યાગ કરી ચાલ્યો જઈશ. " કહી અજયસિંહ સ્વસ્થાનેથી ઉભો થયો.

“ અજયસિંહ ! બેસો. દાઝયા પર ડામ ન દો. મ્હારા મદદગાર થાવ ભવિષ્યમાં પૂર્ણ સુખી થશો. આ રાજ્યમાં એક સત્તાધારી વ્યક્તિ ગણાશો. જેવા અત્યારે ત્હમારાથી શત્રુઓ ડરે છે. કંપે છે તેજ મનુષ્યો ત્હમારા ચર્ણોમાં મસ્તક નમાવશે. આ રાજ્યના માલિક ગણાશો.”

અજયસિંહને બેસાડતો કૃત્રિમ ઢોંગ કરતો શયતાનસિંહ ગળગળો થઈને બોલવા લાગ્યો. પરંતુ અજયસિંહના મુખ પર કાંઈ ફેરફાર થએલો જણાયો નહી તેથી પુનરપિ બોલ્યો.

“ વીર અજય ! હું ધારૂં છું કે ત્હારે હ્રદયજ નથી. ફક્ત ધબકતો પત્થર છે. નહી તો શાંત ઉભો રહે નહિ જેટલો તું યુદ્ધ વિશારદ છે તેટલોજ તું નિષ્ઠુર છે. એક વખત મ્હારો મદદગાર થઇ ભાગ્ય અજમાવ. પછી જો આ શયતાનસિંહ પોતાના મદદગારો પ્રત્યે કેટલી લાગણી ધરાવે છે. ત્હેનો તું અનુભવ કર. અજય ! અજય ! કાંઈ મદદ કરવાનો વિચાર હ્રદયમાં ઉદ્ભવે છે ?” ‘ત્હમે’ નું ‘તું’ કરતાં અજયસિંહને પ્રશ્ન પુછયો.

જ્યારે અજયસિંહ અને શયતાનસિંહ આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા હતા તે સમયે સૂર્યદેવ પૂર્ણ કોપથી તપી રહ્યા હતા. પૃથ્વીપર પગ પણ મુકી શકાય તેમ હતુંજ નહી આથી મનુષ્યો તે કોપથી બચવા પોતાના મકાનોમાં શાંતિ મેળવી રહ્યા છે. પશુઓ ઘટાદાર વૃક્ષોની નીચે પોતાના રખેવાળ માલીકની આસપાસની વિંટાઈ શાંતિને મેળવવા યત્ન કરી રહ્યા છે.

પક્ષીઓ પોતાના માળાઓમાં સૂર્યદેવના તાપથી બચવા ભરાઇ બેસવા અનેક પ્રકારના અવાજો કરતાં ચોતરફ ઉડી રહ્યા છે. ધીમે ધીમે અવાજો શાંત થવા લાગ્યા. અશાંતિને ઠેકાણે શાંતિ છવાઈ ગઈ ભાગ્યેજ અવાજ કર્ણ ગોચર થતો.

માર્ગો પણ ધગધગતા શાંત થઇ ગયા ને એક છેડેથી બીજે છેડે સુધી સ્પષ્ટ જણાવા લાગ્યા.

ત્યારે આ શયતાનસિંહ અજયસિંહને પિગળાવવા યત્ન કરી રહ્યો છે વફાદાર અજય પોતાના ટેકથી જરાપણ નહિ ડગતાં સ્થિર રહ્યો છે તેથી શયતાનસિંહનું હૃદવ ચિરાઇ જાય છે.

“ શયતાનસિંહ ! મ્હારૂં હૃદય પત્થરનું જ છે. નહિ તો ત્હમારા દીનતાપૂર્ણ વાક્યો સાંભળતા ત્હમને સહાય્ય કરવા તૈયાર થઈ જાત.” શાંતિથી અજયસિંહે કહ્યું.

“ અજય ! અજય ! હજી પણ કહું છું કે માન નહિ તો પરિણામ વિપરીત છે.”

શયતાનસિંહે રક્ત નેત્રો કરી કહ્યું કેમકે ત્હેની જાળમાં અજયસિંહ પૂર્ણ રીતે ફસાઈ ગયો હતો.

“ પરિણામ ? શયતાનસિંહ આ વીર ત્હમારાથી જરા પણ ડરતો નથી. ત્હમારો વિનાશ મ્હારા પોતાના હસ્તમાંજ છે છતાં પણ દયા દર્શાવું છું. બસ હવે ત્હમારી સાથે....” અજયસિંહ બોલતો હતો ત્હેને અટકાવી શયતાનસિંહ બોલ્યો.

"વિનાશ ? ઓ અજય! તું મ્હને હજી ઓળખતોજ નથી તેથીજ આ પ્રમાણે બોલે છે. મ્હારા કોપને પાત્ર થવાથી ત્હારો વિનાશજ થશે. હવે માન, નહી તો થશે તલ્વારથી સન્માન."

ઓ શયતાનસિંહ ! હું ત્હમારા શબ્દોથી જરા પણ ડરતો નથી. મ્હોત તો મ્હારો મિત્ર છે. વળી.

વીર મરશે પણ, ડરશે નહી, વફાદારીથી ચળશે નહી,
મસ્તક તમ જેવા પાસે, કદાપિ પણ ધરશે નહી;
જન્મે છે જે જગ્તમાં, મરવા કેરે કારણે.
ચળશે શું વફાદારીથી, લોભ કેરે કારણે ?

બસ આ અજય પોતાની વફાદારીથી કદાપિ પણ ત્યાગ થનાર નથી, લોભ–લાલચમાં ફસનાર નથી. જ્યાંસુધી સમશેર પકડવાની શક્તિ આ હસ્તમાં છે ત્યાંસુધી માલિકના રક્ષણની માટે તૈયાર જ રહેશે. શયતાનસિંહ ! શયતાનસિંહ ! ત્હમે મ્હને વફાદારીથી ચળાવવા માર્ગ યોજ્યો છે. પણ યાદ રાખજો. જે માર્ગમાં કાંટા નાખે છે તે પોતાનાજ પગમાં ભોંકાવાને. દગો કોઇનો પણ સગો થયો નથી અને થનાર પણ નથી આ ભારત વર્ષનો અસ્ત ત્હમારા જેવાના નિચ કૃત્યોથીજ થયો છે અને તેથીજ આ દશા થઈ છે. શયતાનસિંહ ! ચેતજો આ જે ખાડો ખોદી રહ્યા છો ત્હેમાં ત્હમેજ પડનાર છો." અજયસિંહે ક્રોધથી કહ્યું.

"શાહબાશ અજય! શાહબાશ હું ત્હારી વફાદારી જોઇ સંતોષ પામ્યો છું. જો આવાજ વફાદારો આ રાજ્યમાં હશે, તો જરૂર ભાગ્યોદય થશે." શયતાનસિંહે હાસ્ય કરતાં કહ્યુ.

"શયતાનસિંહ! હું ત્હમારી કસોટીમાં વિજયી નિવડ્યો છું તે માટે પ્રભુનો ઉપકાર માનું છું." કહી અજયસિંહ ઉઠયો ને ગૃહ પ્રતિ પ્રયાણ કર્યું. અજયસિંહના ગયા પછી શયતાનસિંહ બોલ્યો.

"અજય! અજય! શું તું મ્હારી જાળમાંથી છટકી જઇશ? મ્હને નિરાશ કરીશ? નહી નહી હું કદાપિ પણ ત્હને છોડનાર નથી મ્હને ત્હારે સહાય્ય આપવી પડશે. એ વફાદારીને ચાહનાર! ત્હારામાંથી વફાદારી સદાને માટે અદ્દશ્ય થવાની આ શયતાનસિંહની જાળમાં સર્વ કોઈ ફસાયા તો તું કોણ માત્ર? બસ બીજો પાસો નાખું છું." બોલતો શયતાનસિંહ શાંત થઈ ગયો ધીમે ધીમે અજયસિંહને કેવી રીતે ફસાવવો છે વિચારમાં ડુબ્યો.

---

## અષ્ટં પરિચ્છેદ.

### વિજયા.

પિતાના ઓરડામાં પુત્રી આવી પિતાને વિચારવશ જોઈ પુછયું.

" પિતાશ્રી ! હર્ષ સૂર્યને કયા નિરાશાના કેતુએ ગ્રસ્ત કર્યો છે ? મુખ મંડલ વિચાર ગ્રસ્ત અને મ્લાન શાથી ભાસે છે ? "

ઝીણા, મધુર સ્વરે બોલતી બાળાનો સ્વર પિતાના કર્ણોમાં દાખલ થઇ શકયો નહી. તેથી બિચારી બાળા શાંતજ પ્રત્યુત્તરની રાહ જોતી ઉભી રહી. પ્રત્યુત્તર મળ્યોજ નહી, આ જોઇ દુઃખીત થએલી બાળાએ પુનરપિ પિતાને પ્રશ્ન પુછયો ?

" પિતાજી ! શાંત કેમ બેઠા છો ? "

આ અવાજ કર્ણો માંગયો. વિચાર નિદ્રા તુટી શયતાનસિંહ જાગ્યો ને બોલ્યો." કોણ વિજયા ? "

" જી. પિતાજી, ! " વિજયા બોલી.

" વ્હાલી પુત્રી ! તું અત્યારે શા માટે આવી ? "

પ્રેમાળ પિતાએ પુત્રીને પુછયું.

" કેમ આવી છું ? કેવો વિચિત્ર પ્રશ્ન ? શું પિતાના ઓરડામાં પુત્રી ન આવી શકે ? "

મંદ મંદ હસતી વિજયાએ પોતાના પિતા શયતાનસિંહને પુછયું.

" વિજયા ! ખરેખર તું........................." વિજયાની

પ્રશંસા કરવાના ઉદ્દેશથી શયતાનસિંહ બોલતો હતો, પણ શાણી બાળા તે શબ્દોનો ઉચ્ચાર થાય તે પૂર્વે બોલી.

" પિતાશ્રી ! વારંવાર તે શબ્દોનો ઉચ્ચાર કરી શા માટે મ્હને શરમાવો છો અત્યારે જે હું છું તે આપનાજ વડે."

" વિજયા ! હું ત્હને જોતાંજ દુઃખ-કલેશ-શોક સર્વ કાંઇ વિસરી જાઉં છું. ને હર્ષને સ્થાન આપુ છું. " શયતાનસિંહ ત્હેણીની સ્હામે એકી નજરે જોઈ બોલ્યો. પિતાના વચનો સાંભળતાં વિજયાને પુનઃ પ્રથમ પુછેલો પ્રશ્ન યાદ આવ્યો, ને પુનઃ તે પ્રશ્ન પિતા સ્હામે મુકયો. શયતાનસિંહને તે પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યા વિના ચાલે તેમ હતુંજ નહી. છતાં વાત ઉડાવતાં કહ્યું.

" વિજયા ! હમણાં શું કરતી હતી ? "

" પિતાજી ! હું શું કરતી હતી તે પછીથી કહીશ પણ તે પહેલાં આપના હૃદયના વિચારો મ્હને જણાવો. " વિજયા એ શયતાનસિંહને કહ્યું.

" તે જાણીને ત્હારે શું કામ છે ? " પ્રેમી પિતાએ પુત્રીને પુછયુ.

" મ્હારે જાણીને શું કામ છે ? હું ત્હમારી પુત્રી છું. છું ત્હમારા દુઃખમાં ભાગ લેવો તે મ્હારી ફરજ છે. માટે આપના હૃદયમાં રહેલા વિચારોને પ્રદર્શિત કરો. " નયનોને નચાવતી વિજયાએ કહ્યું.

" વિજયા ! તે જાણવાની હઠ છોડી દે. રાજખટપટ–કપટ–દગા વિગેરેથી ભરેલા વિચારો જાણવાથી ત્હારૂં કોમળ હૃદય દુઃખી થશે. " શયતાનસિંહે શાંતિથી વિજયાને કહ્યું.

" ભલે, પિતાજી, ભલે, મ્હારૂ હૃદય દુઃખી થાય આપના વિચારો સ્પષ્ટ મ્હને જણાવો મ્હારા આતુર થએલા હૃદયને શાંત કરો. " વિજયાએ આતુરતાથી શયતાનસિંહને કહ્યું.

" જ્યારે તું શાંતિ ધારણ કરી શક્તિ નથી તો સાંભળ, આજે મ્હેં એક નિશ્ચય કર્યો હતો, તેમાં અજયને મદદગાર તરીકે રાખ્યો હતો. મ્હારા હૃદયની વાત ત્હેને પત્રદ્વારા જણાવી, તે અહીંઆ આવ્યો મ્હેં સમજાવ્યો છતાં તે સમજ્યો નહી, અંતમાં મર્ણનો ભય બતાવ્યો છતાં ડર્યો નહીં, મ્હારી શી સ્તિ થશે તે હું કલ્પિ શકતો નથી. વિજયા ! હવે હું શું કરૂં ? કેવી રીતે ત્હેના પંજામાંથી છુટું ? "

બોલતો શયતાનસિંહ રડવા લાગ્યો. આ જોઈ વિજયા બોલીઃ—" પિતાજી ! આ ત્હમને શોભે કે ? વીર થઈ કાયરની માફક અશ્રુ શુ પાડો છો ? આપે એવો તો શું નિશ્ચય કર્યો હતો ને પત્રદ્વારા અજયસિંહને જણાવ્યો હતો કે જેથી ત્હમારી ભવિષ્યમાં થનાર દશાને પણ કલ્પિ શકત નથી ? વળી અજયસિંહે શા માટે ત્હમને સહાય્ય કરવાનું ના પાડયું તે મ્હને જણાવશો કે જેથી મ્હારાથી બને તેટલી મદદ કરૂ."

"વિજયા ! એ ભેદ જો ખોલે નહી, તોજ હું જણાવું."

નિઃશ્વાસ નાખતા શયતાનસિંહે વિજયાને કહ્યું.

“ પિતાશ્રી ! શું મ્હારામાં પણ વિશ્વાસ નથી ? ” મ્લાન વદને વિજયાએ પુછ્યું.

“ વિજયા ! ત્હારામાં વિશ્વાસ નહી રાખું તો કોનામાં રાખીશ ? સાંભળ, ‘મહારાજા અમરસિંહના મહેલને અગ્નિથી અમે ભષ્મિભૂત કરવાનો નિશ્ચય કર્યો હતો. તે વિચાર અજયસિંહને પત્રદ્વારા મ્હેં જણાવ્યો હતો. તે પત્ર ત્હેની પાસે છે. તે મ્હારી પાસે આવ્યો મ્હેં ત્હને તે કાર્ય કરવા સમજાવ્યો અજયસિંહ વફાદારીને વળગી રહ્યો મ્હને ધિક્કાર્યો જો તે પત્ર મ્હારાજાને બતાવે તો મ્હારી સ્થિતિ શું થાય તેનો વિચાર તુંજ કરી લે. ” અજયસિંહની વાત અને પોતાનો વિચાર વિજયા પાસે પ્રદર્શિત કર્યો. વિજયા પોતાના પિતાનો વિચાર સાંભળી દુઃખી થવા લાગી.

“ વિજયા વિજયા હવે હું શું કરૂં ? કેવી રીતે તે પત્ર મ્હારે અજયસિંહ પાસેથી હસ્તગત કરવો ? કેવી રીતે મૃત્યુના મુખમાંથી બચવું ? ”

શયતાનસિંહ વિજયાને મુક્તિના માર્ગ માટે પુછવા લાગ્યો. વિજયા નિરૂત્તર રહી.

“ વિજયા ! બોલ બોલ કાંઈ પણ ઉપાય જડે છે. મૃત્યુના મુખમાંથી બચાશે ? ”

" છે. મુક્તિનો માર્ગ છે. પણ ઘણોજ વિકટ જીવના જોખમેજ બચાવ થશે. "

વિજયાએ ગંભીર વદને શયતાનસિંહને કહ્યું. " માર્ગ જડયો તો છે ને ? " હસ્તે વદને બોલી ઉઠયો " વિજયા ! કહે કહે એવો તો કયો માર્ગ છે ? વિકટ હશે તો પણ હું તેને સરળ બનાવી દઈશ. "

" મુક્તિનો માર્ગ પિતાજી ! મ્હારાં પોતાની જીંદગીનો નાશ તે વિના અન્ય છેજ નહી. " વિજયાએ શાંતિથીજ જવાબ આપ્યો.

" વિજયા ! ત્હારી જીંદગીનો નાશ થાય. તો મ્હારી જીંદગીની કીંમત નથી ? ભલે જે થશે તે ખરૂં. " શયતાનસિંહે દ્રઢતાથી કહ્યું.

" પિતાજી ! હજી આપ સમજ્યા નહી. મ્હારે મરવાનું નથી, પણ જો મ્હારૂં જીવન અજયસિંહના હસ્તમાં સોંપું તો ત્હમારો બચાવ થાય. " વિજયાએ શયતાનસિંહને કહ્યું.

" વિજયા ! જો એટલીજ મ્હારી જીંદગી બદલ કીંમત આપવી પડતી હોય તો હું તે કરવાની રજા આપું છું. " શયતાનસિંહે વિજયાને કહ્યું.

" ઓ સ્વાર્થ સાધુ પિતા ! ત્હમારા માટે મ્હારી જીંદગીનો ભોગ આપુ છું. જાવ. હું તે પત્ર લઇ, મ્હારી

જીંદગીને બરબાદ કરી, ત્હમારી જીંદગીનો બચાવ કરીશ.” કહી વિજયા ઝડપથી ચાલી ગઇ. શયતાનસિંહ પાછળ જોઇ રહ્યો.

+ + + +

અજયસિંહ ઉદ્યાનમાં વિચારમાં બેઠેલો છે. ત્યાં નયનો નચાવતી જેમ શંકરને છેતરવાની ભીલારાણી આવ્યા હોય, તેમ વિજયા ત્યાં આવી વિજયાને જોતા અજયસિંહ બોલ્યો. “ વિજયા કેમ ! આપ શા માટે અહીંઆ આ સમયે આવ્યા છો ? ”

“ અજયસિંહ ! આપના દર્શન માટેજ. ” બોલતી વિજયા એ સ્રી ચરિત્ર શરૂ કર્યું ખડખડાટ હસવા લાગી. આ હાસ્યે અજયસિંહનું મન હર્યું હૃદયમાં કામ જાગૃત થયો.

“ અજયસિંહ ઘાયલ થયો. હૃદય અદૃશ્ય થઈ ગયું. ને બોલ્યો.

“ વિજયા દેવી ! દાસને કાંઈ આજ્ઞા. ”

“ આપનો પ્રેમ મ્હને મળવો જોઇએ. ” શાંતિથી વિજયા બોલી. “ લ્યો મ્હારૂં વચન. ” આપવા તૈયાર થયો.

“ મ્હારે વચન જોઇએ જો વચન આપવા ચાહતા હો, મ્હારી કાંઇ કીંમત હોય તો મ્હારા પિતાને સહાય્ય કરો, ને, ત્હેમનો લખેલા પત્ર મ્હને આપો. ” વિજયા એ

અજયસિંહ પાસે પત્ર અને સહાય્યની માંગણી કરતા કહ્યું. ભાન ભૂલેલા અજયસિંહે પત્ર અને સહાય્ય કરવાનું વચન આપ્યું. વિજયા તે લઈ ઝડપથી ચાલી ગઈ. દીવાનો અજય પણ પાછળ પાછળ ચાલ્યો.

પ્રિય પાઠક ! જો ભારત ભૂમિની અવદશા થવાનું કારણ મુસલમાનોના હસ્તમાં શુરા ક્ષત્રીઓની સત્તા જવાનું કારણ આ સૃષ્ટિમાં કઈ એવી વ્યક્તિ છે કે જે કામિની અને કાંચનથી પોતાનો ધર્મ ન ભૂલે પોતાનું ભાન ન ભુલે ?

---

## નવં પરિચ્છેદ.

### અધમનો અત્યાચાર.

વિમળા ! માન. શામાટે મ્હને નાહક કામાગ્નિથી બાળે છે ? જ્યારથી ત્હને જોઇ છે ત્યારથી હું ગાંડો બની ગયો છું. વ્હાલી ! આ દાસ પર કૃપાદૃષ્ટિ કરો, મદનના ત્રાસથી બચાવો. ”

આ પ્રમાણે આપણે પૂર્વે જોએલો શયતાનસિંહ વિમળાકુમારી કે જે મહારાજા અમરસિંહની પુત્રી છે ત્હેણીને કહી રહ્યો છે.

“ શયતાનસિંહ ! આ શું બોલો છો ? હું તો ત્હમારી

પુત્રી વિજ્યાદેવી છું. જ્યારે આપ મ્હારા પર કામી દ્રષ્ટિ નાખશો તો આ પૃથ્વી કેવી રીતે ભાર ઝીલશે નક્કી તે તો રસાતાળમાં પેસી જશે. જરી વિચારો, શામાટે દીપક હસ્તમાં લઇ કુવામાં પડવા તૈયાર થાવ છો ?"

શાણી વિમળાએ શયતાનસિંહ સમજાવવા માંડયો તથાપિ કામમાં અંધ બનેલો, અપૂર્વ લાવણ્ય જોઇ ભાન ભૂલેલો એકાંતમાં રમણીને જોઇ વિહવળ બનેલો શયતાનસિંહ બોલ્યો.

"વિમળા ! પૃથ્વી રસાતાળમાં પેસી જશે તો આપણું શું જશે ? મનહરણી ! બધુ બોલવું છોડી દઇ મ્હારી ઇચ્છા પૂર્ણ કરો. હૃદયમાં પ્રગટેલા કામાગ્નિને શાંત કરો."

"ઓ અંધ ! ત્હારી ચાલતી કાતર જેવી જીભને તોડીને ફેંકી દે અથવા તો આ ત્હારી આંખો કે જે પરસ્ત્રીને જોઈ ત્હેનું સૌંદર્ય જોવા આતુર થાય છે. તેને ફોડી નાખ." વિમળાએ સ્હેજ રક્ત નેત્રો કરી કહ્યું.

"હૃદયદેવી ! હું પરસ્ત્રી તો માનતોજ નથી. સ્ત્રીએ કુદરતનું ફુલ છે. અને પુરૂષને ભ્રમર છે ભ્રમર કોઇપણ પુષ્પ પર બેસી શકે છે માટે બોલવું જવા દ્યો."

શયતાનસિંહે વિમળાને મોહમાં ફસાવવા આ વાકયો ઉચ્ચાર્યા. છતાં પણ વિમળા સમજી નહી ને રક્ત નેત્રે કહેવા લાગી.

"શયતાન ! જેવુ ત્હારૂં નામ છે, તેવાંજ ત્હારા કામ છે.

ત્હારા હૃદયમાં શયતાનજ રહેલો છે તેથીજ આ પ્રમાણે બોલી રહ્યો છે. ઓ વિષયાંધ કુતરા ! ત્હારા જેવા કાગડાના સંગમાં કદાપિ પણ હંસણી રહેવા નહીજ ચાહશે. ત્હારી ઇચ્છાને કોઇ કાગડીજ તાબે થશે માટે ચાલ્યો જા નહી તો આલોક ત્યાગી પરલોકમાં ચાલ્યો જઈશ."

વાંચક ! વિમળા ને શયતાનસિંહ વિજ્યા અજય પાસેથી પત્ર લઇ ગઈ ત્હેને બીજે દીવસે મળેલો છે. ત્હેણે વિમળાને મહારાજા અમરસિંહની સાથે ફરતી જોએલી, આથી ત્હેને મેળવવા આતુર થઇ રહેલો છે. ત્યારે વિમળા વિરેન્દ્ર સાથે પરણવા ચાહે છે મ્હારાજા અમરસિંહ અને મ્હારાણી ચંદ્રપ્રભા પણ વિમળા માટે વિરેન્દ્રનેજ યોગ્ય ગણેલા છે. વિમળાએ અદ્યાપિ એકજ વખત વિરેન્દ્રને જોએલા છે આ વિરેન્દ્ર મ્હારાજા અમરસિંહના સેનાપતિ ચંદ્રસિંહનો પુત્ર છે તે એક બહાદુર લડવૈયો છે ત્હેની બરોબરી કરે તેવી કોઈપણ વ્યક્તિ રામપુરામાં હયાતી ધરાવતી નથી.

ત્હેની સ્હામે બાથ ભીડવા કોઇપણ ક્ષત્રીય તૈયાર નથી. ત્હેના બાહુ બળના પ્રભાવથી રામપુરના રાજ્ય મહારાજાની આણ સર્વ કોઈ સ્વિકારે છે ત્હેનું સન્માન કરવા પ્રત્યેક હૃદય જોતાજ આતુર થાય છે. મ્હારાજા અમરસિંહ ત્હેને પોતાના પુત્ર પ્રમાણે પાળે છે કેમકે ત્હેનો પિતા આલોક છોડી પરલોકમાં ચાલ્યા ગયા છે.

ચંદ્રસિંહ વિરેન્દ્રને ન્હાનો મુકી પરલોકમાં સિધાવ્યા આથી વિરેન્દ્રના મ્હોટા ભાઈ સમરસિંહ ત્હેની સંભાળ રાખતા સમરસિંહ એક રાજપુત નામને શોભાવે તેવોજ યુવક હતો. ત્હેણે અનેક રાજયોને નમાવ્યા હતા તે પણ પોતાના ભાઇને થોડોજ સમય સંભાળી શકયો. વનમાં મૃગયા રમવા ગયો ત્યાંજ તે પંચત્વ પામી ગયો. પછીથી વિરેન્દ્ર પોતાના પિતા, ભાઈ વિનાના મહેલનાં એકલોજ રહેવા લાગ્યો આ ચંદ્રસિંહ મૂળ રામપુરનો રહીશ ન હતો પરંતુ કાંઈ દુઃખને લીધે પોતાનું વતન ત્યાગી અહીંઆ આવ્યો હતો ત્હેણે પોતાના બાહુ બળથી કીર્તિને મેળવી. વિરેન્દ્ર કવચિતજ મ્હારાજા અમરસિંહને મળવા આવતો એક વખતે મ્હારાજા મ્હારાણી, વિમળા પોતાના દીવાનખાનામાં બેસી આનંદ કરતા હતા તે સમયે વિરેન્દ્ર આવ્યો ને જોઇ નમ્યો. આ જોઈ મ્હારાણી બોલ્યાં.

" પુત્ર વિરેન્દ્ર ! કેમ આનંદમાં છો ? " મ્હારાણીના શબ્દો સાંભળી વિરેન્દ્ર બોલ્યો.

" માતા સમ મ્હારાણીનો પ્રેમ છે તો દુઃખ ક્યાંથી હોઇ શકે ?" પછીથી મ્હારાજા અમરસિંહે કહ્યું.

" વિરેન્દ્ર ! મ્હારો વિચાર વિમળા ત્હને સોંપવાનો છે. કેમ તું સંભાળી શકશે ?"

વિરેન્દ્ર નિરૂત્તરજ રહ્યો. પછીથી થોડો સમય વાતો

કરી પાછો ચાલ્યો ગયો ત્યારપછી વિમળાની હાજરીમાં કદાપિ પણ આવ્યો નહી વિમળાએ વિરેન્દ્રને જોયો ત્યારથી ત્હેનુંજ રટન કરવા લાગી.

અહીંઆ શયતાનસિંહનો કાંઇ પરીચય આપીશું તે અસ્થાને તો નહીજ ગણાય.

શયતાનસિંહ અત્યારે રાજ્યનો એક સરદાર છે. તે પણ યુદ્ધ વિશારદ છે પરંતુ કપટનો ભરેલો, રાજ મેળવવા ઈચ્છનાર છે તે આગલા પ્રકરણમાં જોઈ ગયા છીએ.

ત્હેનો પિતા જ્યારે પંચત્વ પામ્યો ત્યારે મહારાજાએ ત્હેને સરદાર પદે સ્થાપ્યો. ત્હેની પત્નિનું નામ કમળાદેવી હતું. ત્હેણીએ વિજયા નામની એક પુત્રી રત્નને સંસારમાં મુકી હતી. જ્યારે વિજયા પાંચ વર્ષની થઇ ત્યારે તે મરણ પામી શયતાનસિંહ પત્નિના મરણને લીધે દુઃખી થયો પરંતુ વિજયાને જોઇ આનંદ માનતો.

વિજયાને મહારાજા પોતાની પાસે રાખી ઉછેરતા, મ્હારાણી ચંદ્રપ્રભા તેમજ વિમળા વિજયાને સદુપદેશ આપતા. બંનેનું લક્ષ પવિત્રતા પ્રાપ્ત કરવા દોરાયું મ્હારાણી ચંદ્રપ્રભાના ઉપદેશની અસર બરોબર થઇ.

વિજયા અને વિમળા બંને એક બીજીને બ્હેનના પ્રેમથી પણ વિશેષ પ્રેમથી ચાહતી બંનેનું ભાગ્ય સાથે જ

જોડાયું. વિમળાએ વિજયાને વિરેન્દ્રની વાત કહી વિજયા આકર્ષાઇ અને ત્હેને મેળવવા ઉત્સુક થઈ.

વાંચક ! કદાચ તું કહેશે કે વિજયા જ્યારે વિરન્દ્રને મેળવવા ચાહતી હતી ત્યારે અજયસિંહને પ્રેમનો કોલ કેમ આપ્યો ત્હેના જવાબમાં હું કહીશ જે મહારાજાએ પોતાને ઉછેરી પોતાના પિતાને સરદાર બનાવ્યા. તે પ્રેમ બદલ તે પત્ર જુવે તો શું ધારે તેમ વિચારીનેજ વળી પિતાને મદદ કરવાનું કહ્યું તે એટલાજ પુરતું છે ત્હેમની પાસે આ કાર્ય બદલ મહારાજાનું જીવન માગવું જો તે જીવન ન બક્ષે તો તો મહારાજાને ચેતાવી દેવા હવે તું સમજી શકયો હોઈશ કે મહારાજા પાસે કાગળ કયાંથી આવ્યો હતો.

વિજયા અજયસિંહ પાસેથી પત્ર લઈ સીધી પોતાના પિતા પાસે આવી અને બનેલી વાત સવિસ્તર કહી સંભળાવી શયતાનસિંહ પોતાની પુત્રીની ચતુરાઈ જોઇ પ્રસન્ન થયો અને બોલ્યો.

“ વિજયા ! આજે ત્હેં મ્હારૂં જીવન બચાવ્યું છે તે બદલ ત્હારો હું ઋણી છું. ”

“ પિતાજી ! મ્હારી ફરજ હતી ને બજાવી છે, તેમાં ઋણ શાનું ? તેમ છતાં તહમારૂં હૃદય તહમને ઋણી માનતું હોય તો એક વસ્તુ મને આપો. ”

પ્રેમથી વિજયા શયતાનસિંહ સ્હામું જોઇ બોલી પોતાની

પાસે કોઈ દીવસ પણ પુત્રીએ કાંઇ નહી માગેલું અને આજે માગવા તૈયાર થએલી જોઈ આનંદ પામ્યો અને બોલ્યો.

" વિજયા ! ત્હારે જે જોઇતું હોય તે માગી લે. હું આપવા તૈયાર છું. " પિતાના શબ્દો સાંભળી વિજયા બોલી.

" પિતાશ્રી ! જો મારા આ કાર્ય બદલ કાંઈપણ આપવા ચાહતા હો તો મહારાજા અમરસિંહના મહેલને આગ લગાડવાનું છોડી દો. "

વિજયાના શબ્દો સાંભળી જેમ વિજળી પડી હોય ને ભાન ભુલે તેમ થયું. ત્હેણે ધાર્યું હતું કે વિજયા પોતાની પાસે વસ્ત્ર શણગાર માગશે. પણ આ સાંભળતાં બોલ્યો.

" વિજયા ! મારાથી તે કદાપિ પણ બનનાર નથી. હું તેમ કર્યા વગર રહેનાર નથી. "

વિજયા પોતાની ધારણામાં ઠગાઈ અત્યંત દુઃખી થઈ. ત્હેણીએ મહારાજાને ચેતાવવા કાગળ કાઢ્યો ને મહારાજાની ગેરહાજરીમાં તે પત્ર દીવાનખાનામાં મુકયો. અડધો કાગળ પોતાની પાસે મહારાજાને મદદ કરે તેવાને આપવા માટે રાખ્યો.

બીજે દીવસે જ્યારે શયતાનસિંહ વિમળા પાસે આવવા નિકળ્યો ત્યારે વિજયા પણ પાછળ પાછળ આવી તે જ્યારે ઉદ્યાનમાં વિમળા પાસે ગયો ત્યારે ત્હેણીએ તે પત્રને ભુંગળીમાં ઘાલી પાસે વહેતી નદીમાં નાખી દીધો તેજ પત્ર પરીચ્છેદ

છઠ્ઠામાં યોગીઓના હસ્તમાં આવ્યો હતો અને બીજો પત્ર મહારાજાએ વાંચ્યો હતો હવે તું સમજ્યો હોઇ શકે પત્ર બંને જુદી જુદી વ્યક્તિઓ પાસે કેવી રીતે ગયા.

હવે આપણે આપણી નવલકથાની વાતપર આવીએ. “ વિમળા ! હું આજે ત્હને છોડનાર નથી હું એવો મૂર્ખ નથી કે આવા સમયે ત્હને છોડી ચાલ્યો જાઉં.” કહી શયતાનસિંહ આગળ વધવા લાગ્યો.

“ શયતાન ! જો આગળ વધ્યો છે તો એમજ સમજજે કે ત્હારો આત્મા ત્હારા દેહને છોડી કરેલા કૃત્યનો જવાબ દેવા પરમાત્માના અદલ ઈન્સાફી દરબારમાં ચાલ્યો જશે. ઓ વિષયાંધ ! શામાટે વિષયમાં અંધ થાય છે શામાટે ત્હને મળેલો અમુલ્ય માનવ દેહ વ્યર્થ ગુમાવે છે. આ જીંદગી એક પાણીનો પરપોટો છે. ત્હેને નાશ થતાં વાર લાગવાની નથી માટે ઈશ્વિર સ્મરણ કરી અધોગતિમાંથી ઉન્નતિના માર્ગે જા ”

વિમળા કુમારીએ શયતાનને ઉપદેશ આપ્યો. પણ ત્હેની પાસે તેનું પરિણામ ‘ ભેંસ પાસે ભાગવત ’ જેવું થયું તેના હૃદયમાં કાંઇ પણ તે શબ્દોની અસર થઈ હોય તેમ જણાયું નહી. આ શબ્દોએ શયતાનના હૃદયમાં કામાગ્નિ ને વિશેષ પ્રજ્વલિત કર્યો. ઉન્નત થયો પકડવા આગળ ધસ્યો.

“ કામાંધ ! હવે સમજાઇ ગયું કે તને તારા જીવની જરાપણ દરકાર નથી તો દોડી આવ. હું તને મારી ચળકતી

કટારનો સ્વાદ ચખાડું. નર્ક કુંડમાં જવાની રજા આપું સત્વરે મોતને મળવા દોડી આવ."

કમરમાં ખોસેલી કટાર બ્હાર કહાડતાં વિમળાએ શયતાનસિંહને કહ્યું.

"શું તું મારો નાશ કરીશ? એક મૃગલી સિંહને મારી નાખવાની હીંમત કરશે, એક ખાબોચીયું સાગર કરતાં શું વિશેષ પાણી રાખી શકશે સૂર્ય પાસે દીપકો શું પ્રકાશી નીકળશે?"

આશ્ચર્ય પામતા શયતાનસિંહે વિમળા કુમારી સ્હામું જોઇ પુછયું.

"ઓ મહાંધ! હઝારો શિયાળવાંના ટોળામાં એક સિંહણ પુરતી છે અંધાર મહાન જંગલને પ્રજાળી નાખવા એક અગ્નિની ચીણગારી પુરતી છે. નામર્દોનો સંહાર કરવા ફક્ત એકજ અબળા પુરતી છે. તો તારા જેવા વિષયાંધ, નિમકહરામ કુતરાને આલોકમાંથી અદ્રશ્ય કરવા મારી આટલી કટાર પુરતી છે." વિમળા કુમારીએ ક્રોધથી કહ્યું.

"ઓહ! શું તું ડરાવે છે? વિમળા! હું કોણ સમસ્ત રામપુરને ચાક ચઢાવનાર શયતાનસિંહ, મ્હારા નામ માત્રથી મનુષ્યોના કાળજા ફફડી જાય છે. ચરણના અવાજથી પૃથ્વી કંપી જાય છે. રક્ત નેત્રોથી ભયંકર મનુષ્યો પણ

પગમાં પડે છે. તો તું એક છોકરી મ્હારૂં ખુન કરીશ? ” ભયંકર હાસ્ય કરતો શયતાનસિંહ બોલ્યો.

“ હા. હું ત્હારૂં ખુન કરીશ જ્યારે અબળા પ્રબળા થાય છે, પોતાનું શિયળ ધન લુટાવાનિ તૈયારી હોય ત્યારે પ્રાણુની પરવા નહી કરતાં ઈશ્વિરપર ભરોસો રાખી અધમને સંહારવા તૈયાર થાય છે. અને તેમાં વિજયી નિવડે છે. સતિ સ્ત્રીને ઈશ્વિર મદદગાર આપે છે.

શિયળ સતિનું રક્ષવા, શ્રી કૃષ્ણુ સદા તૈયાર છે.

અધર્મીને સંહારતા શ્રી રામ સદા તૈયાર છે. તો નરાધમ જ્યાં તું બળાત્કાર કરવા તૈયાર થઇશ તે સાથેજ ત્હારો નાશ થશે. જેમ પતંગીયુ દીપકની જ્યોતિ વડે આકર્ષાઈ નાશ પામે છે. ઓ શયતાન! સતીને છંછેડી કોને સાર કાઢયો છે? માટે તું પણુ વીચારીને આગળ પગલું ભરજે. ” પતિવૃતને સ્ત્રીધનમાની વિમળાએ કહ્યું.

“ ઓ નાદાન છોકરી ! શ્રી કૃષ્ણુ અને રામમાં જો તમજેવી સતીઓ થતી છોકરીઓની સંભાળવાની દરકાર હોત તો સીતાને રાવણુના હાથમાં ન જવા દેતા; સુભદ્રાને અર્જુનના હાથમાં ન જવા દેત !

વિમળા ! અલ્પ જીંદગીમાં મોજ–મજાહ કરવી તેમાંજ માનવ જીવનની સાર્થકતા સમાએલી છે. જો જેવા આવ્યા

છીએ, તેવાજ પાછા જવાના છીએ તો પછી શા માટે વ્યર્થ સમય ગુમાવવો ? ” શયતાનસિંહે વિમળા કુમારીને પ્રશ્ન પુછયો.

“ શયતાનસિંહ ! ખાલી હાથે જવાનું છે. તે ખરૂં પરંતુ કર્મો પણ સાથેજ તણાઈ આવવાનાજ માટે સત્કર્મો કરી વ્યર્થ જતા સમયનો ઉપયોગ કરવો.” વિમળા કુમારીએ શયતાનસિંહને કહ્યું.

“ વિમળા ! ઈશ્વર ભજન આ અવસ્થાએ કરવા જઇએ તો દેહની સફળતા કદાપિ પણ થાયજ નહિ. માટે આ રંગ–રાગમાં સમય વ્યતિત કરવો. વિમળા ! સમય ચાલ્યો જાય છે, કામાગ્નિ વિશેષ પ્રદિપ્ત થાય છે. માટે આવ ભેટ. ને બળતા હૃદયને શાંત કર. વ્હાલી !.....................”.

શયતાનસિંહને આગળ બોલતા અટકાવી વિમળાકુમારી બોલી:—“ અધમ ! જે જીભ વ્હાલી કહેવા તૈયાર થાય છે, તે જીભને કાપીને દુર ફેંકી દે. ”

“ એ હઠીલી ! તું હઠ નહી છોડે કેમ્? ” ક્રોધથી કંપતા શયતાન સિંહે કહ્યું.

ના ! હું કે

“ સતિ પોતાનો ટેક જીવ ચાલ્યો , ડ્ડાંધી છોડશો નહી ને નહીજ. ” વિમળા કુમારીએ ભાર ના શયતાન-સિંહને કહ્યું.

" જોઉં છું કે ક્યાં સુધી ત્હારો ટેક અચળ રહે છે. કહી શયતાનસિંહ પકડવા માટે દોડયો. શયતાનસિંહને પાસે આવવા દઈ જોરથી લત્તાપ્રહાર કર્યો ભાન વિનાનો શયતાન ભૂમિપર પછડાયો. વિમળા કટાર ઉંચી કરી છાતીપર ચઢી બેઠી શયતાન ગભરાયો. બચવા માટે ઉપાય શોધવા લાગ્યો. પરંતુ માર્ગ જડયો નહી. "

" બોલ, શયતાન! આ સમયે કોણ છે ત્હારો સહાયક, પળમાં ત્હારો થાય છે કાળ ને આ વિમળાનો થાય છે જયજયકાર. "

કહી વિમળા કુમારીએ મારવા માટે કટાર ઉંચી કરી શયતાનને બચવાની તક મળી ઉંચો થએલો હાથ પકડી બીજા હાથે વિમળાને નીચે નાખી. નિર્દોષ અબળા વિમળા દગાનો ભોગ થઈ નીચે પડી શયતાનને મનોચ્છા પૂર્ણ કરવાનો સમય મળ્યો અને હર્ષમાં બોલ્યો.

" વિમળા! બોલ, કોણ ત્હને હવે બચાવનાર છે. આજે શયતાનના પાસા પોબાર થાય છે લાંબા સમયની ધારેલી ઇચ્છા પૂર્ણ થાય છે. બસ વિમળા! આજે સૂવર્ણ સૂર્ય મ્હારે માટે ઉગ્યો છે. "

" ઓ નરાધમ! અંત સમયે મ્હારો પરમાત્મા મ્હને બચાવવા દોડી આવશે ત્હારો નાશ કરી મ્હને બચાવશે. ઓ

અધમ ! પુલાય છે શાને ?" વિમળાએ પ્રભુ પર વિશ્વાસ રાખી કહ્યુ.

"જોઉં છું ત્હને કોણ બચાવે છે. આ શયતાનના હાથમાંથી ત્હને કોણ છોડી લઇ જાય છે ત્હારો પરમેશ્વર ક્યાંથી પ્રગટ થાય છે એ । છોકરી ! ત્હારા શબ્દો સદાને માટે ત્હારી પાસે રહેશે અને ધાર્યું કામ મારૂં પાર પડશે સમજીને." કહી શયતાન બળાત્કાર કરવા તૈયાર થયો.

સતિના પતિવૃતનો અંત આવવાનો સમય આવ્યો ટેક ચાલ્યો જવાનો સમય થયો. બાળા ગભરાઇ. કામી હર્ષ પામ્યો. છેલ્લી ઘડી આવી પહોંચી.

વાંચક, પાઠીકા ! જો સતિનું સત્ય પરમેશ્વર આમજ બચાવે છે. કસોટી કરી તાવી જુવે છે. અંત સમય લાવી નાખે છે. જો પોતાનો ટેંક અચળ રાખે તો બચાવવા તૈયાર થાય છે.

જેવો શયતાન શિયળ નષ્ટ કરવા તૈયાર થયો એટલામાંજ વિરેન્દ્ર આવી પહોંચ્યો. ત્હેણે બાળાની લાજ લુટાતી જોઈ. પાપીનો નાશ કરવા ઉશ્કેરાયો.

ત્હેની કમરમાં લત્તા પ્રહાર કર્યો. પાપી ગભરાયો, ઉભો થઇ ગયો. ને વિરેન્દ્રને જોયો. વિરેન્દ્રે શયતાનને પણ ઓળખ્યો વિમળાને પણ જોઈ. વિમળાએ વિરેન્દ્ર ને જોયો.

શયતાન નાસવા માટે ફાંફા મારવા લાગ્યો. વિરેન્દ્રે ત્હેનો હસ્ત પકડી કહ્યું.

"નરાધમ! આજ ત્હારી બહાદુરી કે? એક નિર્બળ અબળાને એકલી, એકાંતમાં જોઇ, ત્હેનાપર બળાત્કાર કરવો. ધન્ય છે શયતાન! ત્હારી બુદ્ધિને જે માલિકની પુત્રી ભગિની ગણાય ત્હેનાપર બળાત્કાર કરવા, બળ અજમાવવા તૈયાર થયો."

"વિરેન્દ્ર! વિરેન્દ્ર! હું કોણ છું તે ભાન રાખી બોલ. મ્હારી સત્તાને તું ભુલી ન જા." શયતાને મિથ્યા બળ બતાવતા કહ્યું.

"ત્હારી સત્તા? જો આનું નામ સત્તા" કહી છાતીમાં ઠુંસો માર્યો, શયતાન જમીનપર પછડાયો. વિરેન્દ્રે કમરે લટકતી તલ્વાર કહાઢી ને મારવા માટે ઉગામી શયતાન ગભરાયો. વિમળાના હૃદયમાં દયા આવી પાપીની અંત દશા આવતી જોઇ બાળાનુ હૃદય પિગળ્યું. તે સાથેજ પોકારી ઉઠી. "વિરેન્દ્ર કુમાર! ત્હેના કર્મના ફળ ભોગવવા છોડી સારા યા નરસા કર્મનું ફળ પરમેશ્વર આપ્યાજ કરે છે. અપકારપર ઉપકાર કરવો તેજ ક્ષત્રીયોનો ધર્મ છે."

"વિમળા કુમારી? ત્હમે આ શું કહો છો? શું નરાધમને છોડી દેવો." વિરેન્દ્રે પ્રશ્ન કર્યો.

"હા, તેમજ થવું જોઇએ." વિમળાએ કહ્યું. "આ

નરાધમ ! ચાલ્યો જા. આજે તું મ્હારા હસ્તથી બચી જાય છે.” કહી તલવાર મયાન કરી શયતાનસિંહ નિચું જોઇ ચાલ્યો ગયો.

---

## દશં પરિચ્છેદ.

---

### મિલન.

“ વિમળા ! બોલોને, શાંત કેમ ઉભાં છો ?” વિરેન્દ્ર કુમારે નીચી નજરે ઉભેલી વિમળાને પુછયું. વિમળા તો શાંત જ રહી. તેથી પુનઃ વિરેન્દ્ર બોલ્યો.

“ વિમળા, શત્રુ પર દયા દર્શાવવા તો તત્પર થયાં હતાં તો દયાની દેવી ! આ વિરેન્દ્ર સાથે રીસાઇને દુર ઉભાં રહેશો, આમજ કરશો. શત્રુ સ્હામે કટાર ઉગામી મારવા તૈયાર થાવ, તો આ સમયે કેમ નીચું જોઈ ઉભાં રહ્યાં છો ?”

વિરેન્દ્રના શબ્દો સાંભળી વિમળા બોલવા તૈયાર થઇ પણ શરમ આડે આવવાથી બોલી શકી નહી પણ મનમાં બોલી.

“ અહા, આ સમયે વ્હાલા વિરેન્દ્ર મ્હને બોલાવી રહ્યા છે છતાં પણ બોલાતું નથી. જેને જોવા માટે રાતદિવસ

યત્ન કરતી હતી તે સ્હામે ઉભેલા છે છતાં જોઇ શકતી નથી હવે હું શું કરૂં કેવી રીતે..............."

"વિમળા ! જ્યારે બોલતી નથી, મ્હારાથી રીસાઇને દુરજ ઉભા રહેવુ છે તો હું જાઉં છું."

વિરેન્દ્રકુમારના શબ્દો વિમળાની વિચાર નિદ્રાનો ભંગ થયો. નાનકડી રૂપાની ઘંટડીમાંથી નીકળતા સ્વર જેવા સ્વરે મોહપાસમાં સપડાવતી ધીમેથી બોલી.

"કુમાર ! હું બોલવા યત્ન કરૂં છું, છતાં પણ બોલાતું નથી. તેથીજ શાંત ઉભી રહી છું."

"વિમળા, બોલવા યત્ન કરો છો, છતાં બોલાતું નથી તેનું કારણ મ્હને જણાવશો ?" વિરેન્દ્રકુમાર પ્રેમપૂર્ણ શબ્દોથી વિમળાને પુછયું.

"કુમાર, પ્રથમ મેળાપે શરમ વચ્ચે આવી આડો પડદો નાંખી દેછે તેથીજ બોલાતું નથી." વિમળાએ વિરેન્દ્રકુમારને કારણ જણાવ્યું.

"જો શરમ જ આડે આવતી હોય તો ત્હેને દુર કરવા તૈયાર છું. શાણી ! જરાપણ ગભરાશો નહી." વિરેન્દ્રકુમારે હસતાં હસતાં વિમળાને કહ્યું.

"કેવી રીતે શરમને દુર કરશો ?" વિમળાએ વિરે ન્દ્રને પુછયું.

" કેવી રીતે ? જો આમજ." કહી વિરેન્દ્ર વિમળાનો હાથ પોતાના હાથમાં લઈ પ્રેમથી દાબ્યો.

" છોડો, છોડો, મ્હારો હાથ મ્હને તો દુઃખ થાય છે."

વિમળાકુમારી પોતાના હાથને વિરેન્દ્રના હાથમાંથી છોડવવા યત્ન કરતી બોલી.

" શાણી ! દુઃખ થતું નથી પણ શરમ દુર થાય છે." વિરેન્દ્રે પ્રેમથી વિમળાને કહ્યું.

" આમ તો ત્હમે શું કરતા હશો ?" કૃત્રિમ કોપ બતાવતી વિમળા બોલી.

" વિમળા, હું જે કરૂં છું તે સારૂંજ કરૂં છું. જો આ પ્રમાણે ન કરૂં તો શરમ કદાપિ પણ દુર થાયજ નહી. માટે..............." વિરેન્દ્ર આગળ બોલે તે પહેલાં વિમળાએ ત્હેના મ્હોઢા પર હાથ દઇ દીધો. વિરેન્દ્ર જાણે ગભરાઈ ગયો હોય તેમ બોલ્યો.

" વિમળા. વિમળા, મને મારી નાખવો છે કે શું ? ઉપકારના બદલામાં દુઃખજ દેવા ધાર્યું છે કે શું ? હાથ લઈ લ્યો, મ્હારો જીવ ગભરાય છે."

" પ્રથમ મ્હારો હાથ છોડો, ત્યારપછીજ હાથ લઈ લેવાની વાત કરો." વિમળાએ હસતાં હસતાં કહ્યું.

" વિમળા, જો આમજ કરશો તો ભવિષ્યમાં આપણો

મેળાપ થવો અશક્ય છે.” વિરેન્દ્રે કંટાળાજનક સ્વરે કહ્યું.

“હું ત્હમને છોડીશ, ત્યારે તમે અહીંથી જશોને, હું કદાપિ પણ ત્હમને છોડનાર નથી. વિમળાએ દ્રઢતાથી કહ્યું.

“વિમળા, મ્હને આમ ન સતાવો.” વિરેન્દ્રે વિમળાને કહ્યું.

“હું ત્હમને ક્યાં સતાવું છું ત્હમે મ્હને દુઃખી કરી રહ્યા છોને. ‘ચોર કોટવાળને દંડે.’ તેવું કરો છો. વાહ વિરેન્દ્ર કુમાર વાહ.” હસતાં હસતાં વિમળાએ કહ્યું.

“શું હાથ નહીજ લ્યો કે?” વિરેન્દ્રે કહ્યું.

“ના, ના, હું હાથ લેનાર નથીજ.” વિમળાએ દ્રઢતાથી કહ્યું. ને હાથ મ્હોઢાપર જોરથી દાબ્યો.

વીર વિરેન્દ્રે પોતાના એક હાથથી કાંડુ પકડી લીધું ને બીજો હાથ પણ પકડી લીધો. પછી બોલ્યો.

“વિમળા, હવે ત્હમને શી સજા કરવી?”

“વળી સજા શાની વિરેન્દ્રકુમાર?” કહી બંને હાથ પડાવી વિરેન્દ્રના ગળામાં નાખ્યો. વાંચક! પ્રેમી યુગલને પ્રેમમાં મગ્ન થવા દે ને બીજી તરફ નજર રાખ.

નદી પર ઉભેલી વિજયા અત્યારે શું કરી રહી છે તે જો.

વિજયા ભુંગળી નાખી દઇ પોતાના પિતાની રાહ જોતી

ઉભી રહી પણ તે તો આવ્યાજ નહી તેથી તે ઉદ્યાન પાસે આવીને જોયું તો વિમળાનો પ્રેમ મેળવવા યત્નો કરી રહેલ છે. પિતાની આ વર્તણુંક જોઈ વિજયા દુઃખી થવા લાગી. કોઈપણ પ્રકારે સુધારવાનો વિચાર કરવા લાગી. તેવામાં વિમળાએ શયતાનસિંહને નીચે નાખેલો જોયો. મારવા ઉગામેલી કટાર જોઈ તે સાથે બચાવવાનો વિચાર આવ્યો પરંતુ કાંઈ વિચાર આવતા પુનઃ શાંત ઉભી રહી ને પછીથી વિમળાને નીચે પડેલી જોઈ તેજ અરસામાં કોઇએ લત્તાપ્રહાર કર્યો તે સાંભળ્યો ને પોતાના પિતાને નીચુ જાઇ જતો જોયો. ને કોણ આવ્યું તે વિચારવા લાગી. અંતે વિરેન્દ્રને ઓળખ્યો, વિરેન્દ્ર–વિમળાનો પ્રેમ જોયો. અંતમાં વિમળા કંઠે વળગી તે પણ જોયું. બાળા મદનની સત્તામાં સપડાઈ વિરેન્દ્રને મળવા વિચાર આવ્યો પગલું ઉપાડયું ને ઉદ્યાનમાં જવા લાગી.

   

હવે આપણે જોઇએ કે વિરેન્દ્ર અંતના સમયે ક્યાંથી આવી પહોંચ્યો.

વિરેન્દ્ર મહારાજાના મહેલે ગયો તે મહારાજા ઉદાસિન ચહેરે બેઠેલા હતા તેહેને જઈ મહારાજાના ચર્ણોમાં મસ્તક નમાવ્યું. મહારાજાએ ઉંચુ જોયું ને બોલ્યા.

" બેટા વિરેન્દ્ર ! તું આવ્યો. "

" જી. મહારાજા દાસને કાંઈ આજ્ઞા. "

" વિરેન્દ્ર ત્હને આ રાજ્યમાં ચાલતા કાવત્રાની ખબર છે. ત્હેનું પરીણામ શું આવશે તે તું જાણે છે. "

મ્હારાજા અમરસિંહે, વિરેન્દ્રને પ્રશ્ન પુછયો.

" અંનદાતા ! તેની મને જરા પણ ખબર નથી. આપ મ્હને જણાવો કે શું કાવત્રુ છે ? " વિરેન્દ્ર કુમારે મ્હારાજાને પુછયુ.

વિરેન્દ્ર, આ પત્ર મ્હને મળ્યો છે. તે પત્ર વાંચવાથી ત્હને સર્વ કાંઈ સમજાશે. " કહી મ્હારાજાએ વિરેન્દ્રના હસ્તમાં પત્ર મુકયો. * વિરેન્દ્ર તે પત્ર વાંચ્યો ફરીથી વાંચ્યો ને બોલ્યો.

" મ્હારાજા, આ પત્રથી આપના પ્રાણ લેવાનુંજ કાવત્રું રચાયું હો તેમ જણાય છે. "

" વિરેન્દ્ર, આ કાવત્રુ રચનાર કોણ હશે. ને તું સમજી શકે છે ? " મ્હારાજાએ પ્રશ્ન પુછયો.

" મ્હારાજ, મ્હને તો શયતાનસિંહ અને અજયસિંહ જ લાગે છે. " વિરેન્દ્રે જવાબ આપ્યો.

" હું પણ તેમજ ધારૂં છું. " મ્હારાજાએ કહ્યું. પછી

---

* પત્ર માટે જુવો પરીચ્છેદ છઠો,

કેટલીક વાતો કરી વિરેન્દ્ર ત્યાંથી ઉઠયો ને ઉદ્યાન તરફ જવા લાગ્યો. જેવો તે પ્રવેશદ્વાર પાસે પાસે આવ્યો. ત્યાં ઉપરોકત બનાવ જોયો તેથી અંદર ગયો. ને પછી શું થયું તે આપણે જાણ્યું વિમળાએ શયતાનના ગયા યછી અર્થાત વાત કહી સંભળાવી.

વિજયા અલ્પ સમયમાંજ ઉદ્યાનમાં દાખલ થઇને મંદ મંદ પગલા ભરતી ત્યાં આવી વિરેન્દ્ર પણ જંખવાણો પડયો. પછી વિજયા બોલી.

" વિરેન્દ્ર કુમાર આવાજ કર્મો કરો છો કે ? "

" જેવા તમારા પિતા કરે તેવા તો નથી કરતો. " વિરેન્દ્ર કુમારે કહ્યું. આ સાંભળી વિજયા બોલી.

" વિરેન્દ્ર કુમાર, મ્હારા પિતા શું કરે છે ? " તેના જવાબમાં વિરેન્દ્રે પત્રની અને વિમળાપર કરેલા અત્યાચારની વાત કહી સંભળાવી પિતાના પાપનો પ્રકાશ થએલો સાંભળી વિજયા રડી વિરેન્દ્ર અને વિમળા શાંત રાખવા યત્ન કરવા લાગ્યા. અંતે વિજયા શાંત થઇ ને બંનેના પગમાં પડી આ જોઈ વિમળા બોલી.

" બ્હેન વિરેન્દ્રને તું કર્તવ્ય ક્ષેત્રમાં દોર હું પ્રેમ રસથી તૃપ્ત કરીશ. " વિમળાના વચન સાંભળી વિજયા હર્ખાઈ ભેટી આનંદ વર્તાવ્યો-પ્રેમીઓ આનંદમાં મગ્ન થયા.

---

## એકાદશ પરિચ્છેદ.

### સંકટ.

આજે રામપુરમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. મહારાજા અમરસિંહ અને મહારાણી ચંદ્રપ્રભા વિમળાને આ અસાર સંસારમાં એકલી છોડી ચાલ્યા ગયાં છે શયતાન-સિંહ ત્હેમનો અંત આણે, તે પહેલાંજ કુદરતે ત્હેમનો અંત આણી દીધો.

જ્યારે તે વાતની ખબર પડી ત્યારે સર્વ કોઈ શોક કરવા લાગ્યા. ને દહન કરવા મહેલ પાસે આવ્યા. વિરેન્દ્ર કુમાર અંદર ગયો. તે સમયે વિમળા અત્યંત શોક કરી રહી હતી ત્હેણીને સમજાવી તેટલામાં શતતાનસિંહ આવ્યો વિમળા ચમકી પરંતુ આ સમયે કાંઇ બોલી શકે તેમ હતું નહિ.

શયતાનસિંહ મહારાજાની આ દશા જોઇ દુઃખી થવા લાગ્યો. વિરેન્દ્ર તેમજ વિમળાને આ આશ્ચર્યજનક લાગ્યું. વિરેન્દ્ર ત્હેને સમજાવવા લાગ્યો છતાં પણ સમજ્યો નહી તેટલામાં રાજ્યના ભાયાતો, સરદારો સર્વ આવ્યા શોકનો વર્ષાદ વર્ષી ગયો. પછીથી મહારાજાને દહન કરવાની તૈયારી થવા લાગી મહારાજાને ઉઠાવ્યા એટલે ત્હેમની નીચેથી એક

પત્ર નીકળ્યો. પત્ર જોતાંજ સર્વ આશ્ચર્યમાં ડુબી ગયા. વિરેન્દ્રે તે પત્ર લીધો અને વાંચવા માંડયો.

" મ્હારા રાજ્યના સરદારો, ભાયાતો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો ને પ્રજાજનો ?"

મ્હેં ત્હમારા રક્ષણુ માટે અત્યાર સુધી બનતા યત્નો. કર્યા, ત્હમને સુખી કરવાના માર્ગો યોજ્યા વિશેષ મ્હારા માટે રહ્યું નથી તેવું ઇશ્વરને લાગવાથી મ્હારૂં મ્હોત નક્કી થયું મ્હને જણાયું કે આજે મ્હારો કાળ નક્કી છે. તેથી આ પત્ર લખવા માંડયો છે.

મારા મૃત્યુ પછી મારી ગાદીનો વારસ કોઇ નહિ હોવાને લીધે શયતાનસિંહને નક્કી કરૂં છું. તે પ્રજાને પાળશે તેવું મને લાગે છે. ત્હેને મેં નાનપણુથી ઉછેર્યો છે. મારા પુત્રવત્ પાળેલો છે. પ્રજાજનો ! ત્હેના સ્હામું નહી થતાં ત્હેનો અમલ કબુલ રાખી મારા આત્માને શાંતિ આપશો.

શયતાનસિંહને લખવાનું કે મારી પ્રજાને પુત્રવત્ માની શાંતિનું સામ્રાજ્ય વિસ્તારજે. તેઓ દુઃખી થાય એવું એક પણ પગલું લેતો નહી તેઓના સંપ, સુખથી સદા સુખ થશે રાજ્ય ઉન્નતિ પામશે. વધુ કાંઈ લખતો નથી.

દા. અમરસિંહજી.

પત્રવાંચી રહ્યો. શયતાનસિંહની આંખો ચમકવા લાગી,

સર્વ હૃદયો દુઃખી થવા લાગ્યા પરંતુ મહારાજા અમરસિંહના વચનોને ઓળંગી શકે તે મહતાજ નહી, તેથી શયતાનસિંહને રાજા તરીકે કબુલ રાખ્યો. મહારાજા તેમજ મહારાણીને દહન કરવા શ્મશાન ભૂમિમાં લઈ ગયા.

+ + + +

મહારાજાના શોક બદલ સર્વ કોઈ કૃષ્ણવસ્ત્રો પરિધાન કરતા વિમળા તો રાતદિવસ રડતી, ત્હેની સ્થિતિ લગભગ દીવાના સરખી થઈ ગઇ હતી વિરેન્દ્રકુમાર સદા ત્હેની પાસે રહેતો, અને સમજાવતો વિજયાના શોકનો પણ પાર નહોતો. પણ બીચારી શું કરે. પિતાના ત્રાસથી એક પણ આંસુ પાડી શકે તેમ હતીજ નહિ પણ એકાંત મળતાં મહારાજા અને મહારાણીને સંભાળી રડતી, હૃદયનો ભાર હલકો કરતી.

❋ ❋ ❋ ❋

દીવસો પર દીવસો ચાલ્યા જવા લાગ્યા રાજ્યાભિષેકનું મુહૂર્ત જોઈ શયતાનસિંહ ગાદીએ બેઠો, અને પોતાની સત્તા સજ્જડ બેસાડવા યત્નો કરવા લાગ્યો પ્રજાજનો પણ મહારાજાના શોકને ભૂલવા લાગ્યા તે સાથે નવા રાજાનું શુભ ઈચ્છવા લાગ્યા.

વિમળા હવે પોતાના પિતાના મહેલમાં નહિ રહેતાં, વિરેન્દ્રના મહેલમાં રહેવા લાગી આ જોઇ શયતાનસિંહનું

હૃદય ચિરાવા લાગ્યું કે કોઇપણ રીતે વિમળાને ફસાવવા ઉપાયો યોજવા લાગ્યો. પણ વીર વિરેન્દ્રની બુદ્ધિ પાસે સર્વ વ્યર્થ જતા વિરેન્દ્ર શયતાનસિંહથી ચેતીને ચાલવા લાગ્યો નિરાશ થએલા શયતાનસિંહ વિરેન્દ્ર અને વિમળા બંનેને ફસાવવા દૃઢ નિશ્ચય કર્યો.

વિજયા પોતાના પિતાના કાવત્રા જાણવા માટે પાછળ ફરતી અને વિરેન્દ્ર વિમળાને ચેતાવતી. શયતાનસિંહ પોતાની યુક્તિઓ નિષ્ફળ જતાં ઉશ્કેરાયો ને બંનેને કારાગૃહમાં નાખવા વિચાર્યું ને તે સમય પાસે લાવવા તપાસ રાખવા લાગ્યો.

દિવસો પસાર થતાં સર્વ કાંઈ વિસારે પડી ગયું તેમ તેમ શયતાનસિંહ પોતાની સત્તાને દૃઢ કરતો ગયો તલ્વારના જોરથી સર્વને નમાવ્યા. પાપીએ પોતાન અત્યાચાર પૂર્ણ રાજ્યને પૂર્ણ રીતે વિસ્તાર્યું. શયતાનસિંહને દરેક સમયે અજયસિંહ સહાય્ય કરી વિજયાને મેળવવાની આશાએ બચાવતો.

શયતાનસિંહ અજયસિંહનો હેતુ કળી જઇ સદા આશા આપતો અજય આશાના હવાઇ કીલ્લામાં ભવિષ્યના સુખોને જોઈ આનંદીત થતો, ત્યારે શયતાનસિંહ અજયસિંહનું નિકંદન કહડવા ચાહતો. શયતાનસિંહને જણાયું કે જો અજય મારા વિચારો કળી જશે તો મ્હારો નાશ કરવા યત્નો આદરશે.

આ સમયે શયતાનસિંહ પોતાના મગજમાં નવીન ખેલો ખેલવાના વિચારો કર્યા. વિરેન્દ્ર, વિજયા, વિમળા,

અજયસિંહ આ સર્વેનો સંહાર કરી અથવા તો રખડતા કરી નિષ્કંટક રાજ્ય કરવું ત્યારે વિરેન્દ્ર, વિજયા, વિમળા, શયતાનસિંહની પ્રપંચી જાળ ચિરવા તત્પર થઇ રહ્યા. પ્રત્યેક એક બીજાના દુશ્મન થઈ પડ્યા.

આ સ્થળે અજયસિંહનો કાંઈક પરિચય આપીશું તો અસ્થાને નહીજ ગણાય.

અજયસિંહ પ્રધાનનો પુત્ર હતો પ્રધાન ધર્મિષ્ઠ, શાંત અને વિચારશીલ હતો ડાહ્યા પ્રધાને અજયને ધર્મ માર્ગે દોર્યો, વફાદાર થવાનું શિખવ્યું અને પૂર્ણ લડવૈયો બનાવ્યો.

અજય પોતાની પ્રત્યેક ફરજો પૂર્ણ કરવા સદા તત્પર રહેતો, ધર્મિષ્ઠ પિતાનો પુત્ર બહાદુર સુજ્ઞ નીવડયો ત્હેના પરાક્રમના ડંકા સર્વત્ર વાગવા લાગ્યા.

રામપુરમાં અજય અને વિરેન્દ્ર બહાદુરો ગણાયા. સર્વ કોઇ ત્હેના ગુણોની પ્રશંસા કરતા વિરેન્દ્ર મહારાજા અમરસિંહ પાસે છેવટ સુધી રહ્યો ત્યારે અજય પોતાની ફરજો ભૂલ્યો, કર્તવ્યો કરવા ભૂલી અધોગતિ તરફ દોરાવા લાગ્યો. શયતાનસિંહની પ્રપંચ જાળમાં ફસાયો કામિનીના મોહમાં ફસાઇ અધમ કર્મો કરવા લાગ્યો. પિતાની શિખામણો ભૂલ્યો પાપાચારમાં તદ્રુપ થયો, ભાવિના ભુલાવ્યાથી વીર અજય પાપી અજય બન્યો.

એક કવિ કહે છે કેઃ—

'મિથ્યા લેખ થાય, ભલે રે જન કોટી ઉપાયો કરે;
પ્રભુજીની આજ્ઞા વિના, કોઇથી પકવ પર્ણ નવ પડે. મિથ્યા.
કૌશલ્યા નંદન રાઘવ રાજા, પટ્ટાભિષેક તૈયારી;
સીતા સહુ વન વન રખડી, મુસ્તકે જટા વધારી. મિથ્યા.
હરિશ્ચંદ્ર તારામતિ સૌ તે, તપ શિળતા ના સાથી;
રાજ તાજ ને સુખ ગયા સૌ, વિધિ ગતિ ન કળાતી.' મિથ્યા.

\+ + + +

રામપુરની સ્થિતિ ફેરવાઇ ધર્મી અમલને બદલે પાપ પૂર્ણ અમલ વધ્યો. તેમાં અસંખ્ય મનુષ્યો ફસાવા લાગ્યા.

આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર ઉગી નીકળેલો છે. અંધકાર કોઈપણ સ્થળે દૃષ્ટિગોચર થતો નથી ચકોર આનંદથી થેઇ થેઈ નાચી રહ્યાં છે. કુમુદની પોતાના પ્રિયકર ચંદ્રદેવને જોઇ પૂર્ણ રીતે પૂર્ણ ખીલી નીકળી છે.

તે સમયે વિમળા પોતાની સખીઓ સાથે ઉદ્યાનમાં શોભા નિહાળતી ફરવા લાગી. તેવામાં શયતાનસિંહ ત્યાં આવ્યો વિમળાને અત્યારે પૂર્વનો પ્રસંગ ભૂલી ગઈ હતી તેથી શયતાનસિંહને જોઈ બોલી.

"શયતાનસિંહજી! સાથે અત્યારે આપ અહીંઆ આવ્યા છો?"

પૂર્ણ ચંદ્રના પ્રકાશથી શોભતી વિમળાના આ શબ્દો સાંભળી પાપી શયતાન મોહપાશમાં પૂર્ણ રીતે સપડાઈ ગયો ને બોલ્યો.

"રાજકુમારી, કેમ આનંદમાં તો છોને ?"

"રાજકુમારી" શબ્દ સાંભળતાં વિમળાનું હૃદય રડી ઉઠયું ને બોલ્યું.

"શયતાનસિંહ ! હવે હું રસ્તાની ભટકતી ભિખારણ થઇ ચુકી છું."

શયતાને જાણ્યું કે સખીઓ હશે તો કાર્ય પૂર્ણ નહી થાય તેવું સમજી સખીઓને રજા આપી દીધી પછીથી બોલ્યો.

"વિમળા હવે હું રાજા થયો ખરોને ?"

"હા, હવે આપ રાજા થયા." વિમળાએ કહ્યું.

"હવે પ્રત્યેક મનુષ્યે મ્હારી આજ્ઞા માનવી જોઇએને ?" શયતાનસિંહે પુછ્યું.

"હા, દરેક મનુષ્યે આજ્ઞા પાળવી જોઇએ."

"ઠીક ત્યારે હું તને આજ્ઞા કરૂં છુ કે તું મ્હારે તાબે થા." શયતાનસિંહ વિમળાને આજ્ઞા કરી વિમળા આ શબ્દો સાંભળતાં ચમકી, પૂર્વનો પ્રસંગ યાદ આવ્યો વિફરી, શયતાનસિંહે જાણ્યું કે આ આમ મનાવવાની નથી તેથી પહેરો

ભરતા પહેરેગીરોને બોલાવ્યા ને વિમળાને બાંધી કારાગૃહમાં નાખવાની આજ્ઞા કરી હુકમનો અમલ થયો. વિમળા કારાગૃહ વાસિની થઈ શયતાનસિંહ હરખાતો હરખાતો બોલ્યો.

" પહેલો પાસો પોબાર. "

---

## દ્વાદશ પરિચ્છેદ.

### અદ્ભુત સ્વપ્ન.

રાત્રિનો અમલ શરૂ થઈ ગએલો છે. સર્વ કોઈ નિંદ્રા દેવીને શરણે પડયા છે દિવસના અતિશય પરિશ્રમ પછી નિંદ્રાનો મધુર આસ્વાદ લઇ રહ્યા છે આ સમયે કોઈ પણ હૃદય દુઃખી નથી. સર્વ કોઇએ સુખ દુઃખ સર્વ કાંઈ વિસારી દીધું છે.

નભોમંડળમાં નક્ષત્રનાથે તારકી સાથે તિમિરનો નાશ કરતાં પ્રકાશ વિસ્તારી દીધો છે. ઝીણામાં ઝીણી વસ્તુ પણ તે પ્રકાશમાં સ્પષ્ટ જણાય છે.

પૃથ્વી દેવીએ નક્ષત્રનાથને શોભા બતાવવા સફેદ કાળી વેલ, બુટ્ટાવાળી સાડી પરીધાન કરેલી છે. નક્ષત્રનાથ, પૃથ્વી

દેવીનું અદ્ભુત સૌંદર્ય જોઈ, આનંદીત થતી જોઇ વિશેષ હર્ષ કરાવવા સંતાકુકડીની રમત શરૂ કરી દીધી છે. ચંદ્રદેવ જ્યારે વાદળમાં છુપાઇ જાય છે. ત્યારે પૃથ્વીદેવીના મુખપર કાળાશ પ્રસરી જાય છે. પરંતુ પુનઃ જણાય છે ત્યારે પ્રફુલ્લિત થાય છે.

રાત્રિના રાજ્યમાં સર્વત્ર શાંતિ વિસ્તાર પામી ગએલી છે તે શાંતિનો ભંગ નગ્રરક્ષકોના અવાજો, કુતરાઓ, શિયાળોના અવાજોથી, ઘુવડો ચાબરીઓના કર્કશ અવાજોથી વનોમાં ભયંકર ત્રાડો મારતા–શાંત જંગલોને ખળભળાવતા સિંહો, વ્યાઘ્રોથી ભંગ થાય છે રમતીયાળ હરિણો, વ્યાઘ્રો, સિંહોના ભયંકર અવાજો સાંભળી મૃત્યુ મુખમાંથી બચવા ચોતરફ દોડી રહ્યા છે, નિર્ભય સ્થાનો શોધી રહ્યાં છે.

આ સમયે વિરેન્દ્રકુમાર પોતાના મહેલની અગાસીમાં શાંત નિંદ્રા અનુભવી રહ્યો છે તે અત્યારે નિંદ્રામાં છે, કોઇનો પણ ભય નથી છતાં પણ પોતાની વ્હાલી સમશેર દુર નહી રાખતાં પાસેજ રાખી છે.

મુખચંદ્ર પર ચંદ્રદેવનો પ્રકાશ પડતાં તેજથી પ્રકાશી રહ્યું છે તે તેજ પવિત્ર છે, પ્રત્યેક હૃદયો તે તેજથી અંજાઇ જાય તેમ છે. ક્ષાત્ર તેજ ઝળહળી રહ્યું છે. મુખમુદ્રા શાંત, ગંભીર છે. તેજ શાંતિથી ગંભીરતાથી સર્વ પ્રજાજનો મોહ પામ્યા છે. રાજા મહારાજાઓ તેજ ગુણોથી આકર્ષાઈ ગુણ ગાન કરે છે.

આ વિજયી વીરના મુખપરનું હાસ્ય નાના બાળકના મુખપર પ્રસરેલા હાસ્ય માફક જણાય છે હૃદયમાં નિષ્ઠુરતા નથી, ક્રોધનો વાસ નથી કેવળ પ્રેમથીજ હૃદય છલકાય છે.

આ મધુર નિંદ્રામાં તે અત્યારે અૈાલૌકિક સ્વપ્ન નિહાળી રહ્યો છે.

ત્હેનો આત્મા આલોકનો ત્યાગ કરી, રમ્ય દિવ્ય લોકમાં વિહાર કરી રહ્યા છે. ત્યાં નંદનવન જોઇ કલ્લોલ કરતો આત્મા અદ્દભુત દૃશ્યો જોઈ રહ્યા છે તે આત્મા ત્યાંથી આનંદ કરી પુનઃ મૃત્યુ ભૂમિમાં ઉતર્યો. ત્યાં જોએલા દૃશ્યોનો ચિતાર દીવ્ય ચક્ષુઓ સ્હામે ઉપસ્થિત થયો—હૃદયપટપર ઉતરવા લાગ્યો.

"વિરેન્દ્રકુમાર ! મ્હને ઓળખે છે ?" વિરેન્દ્રકુમારે સ્વર્ગ લોકમાંથી દિવ્ય તેજ ઉતરતું જોયું તે તેજમાં "ૐ" જણાતો હતો. અલ્પ સમયમાં '૪' ને સ્થળે દિવ્ય અષ્ટ ભુજા મૂર્ત્તિ જણાઈ તેજ મૂર્ત્તિએ વિરેન્દ્રકુમારને પુછયું.

"માતાજી, મ્હારા તે એવા શા સૌભાગ્ય હોય કે હું ત્હમને ઓળખી શકું. કહો આપ કોણ છો ?" વિરેન્દ્રકુમારે પ્રણામ કરી શાંતિથી કહ્યું.

"વિરેન્દ્રકુમાર ! હું વિજયદેવી છું. ભવિષ્યની થનાર ઉથલપાથલમાં કયા વીરને વિજયમાળા પહેરાવવી તે વિચારૂં છું. છું—વિજયમાળા ધારણ કરવા યોગ્ય યુવકને, ક્ષત્રિય વીરને શોધી રહી છું." વિજયદેવીએ વિરેન્દ્રકુમારને કહ્યું.

" શું આપ પોતેજ તે મહાદેવી વિજયદેવી છો ?" આશ્ચર્ય પામતાં, સાષ્ટાંત પ્રણામ કરતાં વિરેન્દ્રકુમારે કહ્યું.

" હા, હું પોતેજ, વિરેન્દ્રકુમાર ! તે દેવી છું. " હાસ્ય કરતાં દેવીએ વિરેન્દ્રકુમારને કહ્યું.

" તો માતુશ્રી પ્રથમ જણાવો કે આ રાજ્યમાં શું ઉથલપાથલ થનાર છે ?" વિરેન્દ્રકુમારે વિજયાદેવીને નમ્રતાથી પુછયું.

" વત્સ ! શયતાનસિંહનો જુલ્મ દિનપ્રતિદિન વધશે. અનેક તરૂણો તે જુલ્મોથી બચવા ભયંકર વનોમાં સ્થાનો શોધશે. ત્હેનો અંત આણવા યત્નો આદરશે તે યત્નો કયા યુવકથી સંફળ થશે. ત્હેનેજ હું શોધી રહી છું. વિજયમાળા પહેરાવવા આતુર થઈ રહી છું. " વિજયદેવીએ કહ્યું.

" માતુશ્રી, આપ સર્વજ્ઞ છો આપની ગતિ ત્રિલોકમાં વિચારવાની તો આપ શોધી કહાડો. હું નથી કોઇને ઓળખતો, નથી દુનીઆનો અનુભવી તો પછી હું કેવે પ્રકારે જણાવી શકું કે અમુક વીર યોદ્ધાને માળા પહેરાવો. વળી જે યુવકને શોધી કહાડો તે યુવકનું નામ મ્હને જણાવજો જેથી ત્હેની સરદારી નીચે રહી મ્હારી જન્મભૂમિના પુત્રોને સુખી કરવા મરીશ યાતો મારીશ. " વિરેન્દ્રકુમાર શાંત થયો.

" વિરેન્દ્ર ! હું ઘણો સમય રખડી તથાપિ કોઇ પણ યુવક તેવો મ્હારી દૃષ્ટિએ ચઢયો નહી તેથી નિરાશ થઈ ત્હારી

પાસે આવી છું વિરેન્દ્ર..............." મહાદેવીને બોલતા અટકાવી વિરેન્દ્ર બોલ્યો.

" મ્હારી પાસે આવ્યા છો એટલે શું કહેવા માગો છો ? શું પરશુરામના કરેલી નક્ષત્રિ પૃથ્વી રાજબીજ વિનાની થઈ ગઈ સર્વ કોઈ ક્ષત્રિય ધર્મ ત્યાગી ખત્રિ બની ગયા છે ? અસિધારી ક્ષત્રિયોના હથિયારો ખૂણામાંજ કટાય છે ?"

" હા, વિરેન્દ્ર ! તેજ દશા છે. પૃથ્વી પરથી રાજબીજ અદ્રશ્ય થઈ ગયું છે અને જે કોઈ ક્ષત્રિયો છે તે તેજ વિહિન થઈ ગયા છે. હવે હું શું કરૂં કોને વિજયમાળા પહેરાવું ?" દુ:ખિત હૃદયે ગળગળા સ્વરે મહાદેવીએ વિરેન્દ્રને કહ્યું.

" માતાજી, તેમ ન બોલો. હશે કોઇને કોઈ તો હશેજ. આ પૃથ્વીપર કોઇ તો હશેજ કેમકે આ ભારતભૂમિ રત્નોની ખાણ છે. તે રત્નો કોઇપણ સ્થળે છુપાઈ રહેલા હશે. તો શોધી કહાડો. આપની ઇચ્છાનુસાર મળી આવશે. પરશુરામે પૃથ્વીને એકવીસ વખત નક્ષત્રિ કરી તોપણ રામચંદ્ર, લક્ષ્મણ જેવા વીરો હયાતિ ભોગવતા હતા માટે નિરાશાને હૃદયમાં ધારણ ન કરો નિરાશાના પહાડ પાછળ આશાનું કીરણ છુપાઇ રહેલું છે." વિરેન્દ્રકુમારે મહાદેવીને કહ્યું.

" વિરેન્દ્ર ! તેવો યુવક મ્હેં શોધ્યો છે ત્હેના કંઠમાં વિજયમાળ પહેરાવવા હૃદય ઉછાળા મારી રહ્યું છે છતાં પણ તે યુવક વિજયમાળ ધારણ કરતો નથી. તો કેવી રીતે વિજ-

યમાળ પહેરાવવી ?" મહાદેવીએ કાંઇક આશા ધારણ કરતાં કહ્યું.

"માતાજી, તેવો ક્ષત્રિય વીર તો છે ને ? તો શામાટે દુ:ખિત થાવ છો. કાંઇક ચમત્કાર બતાવો તો ચમત્કારની અસરથી નક્કી વિજયમાળ ધારણ કરવા ઇચ્છા પ્રદર્શિત કરશે ત્હમ રૂં ધાર્યું સફળ થશે." વિરેન્દ્રકુમારે વિજયાદેવીને કહ્યું.

"પરંતુ તે યુવક કોણ છે તે મ્હને જણાવી શકશો. તેટલી કૃપા મ્હારા પર કરી શકશો ?" વિરેન્દ્રકુમારે મહાદેવીને કહ્યું.

"વિરેન્દ્ર ! હવે હું તેજ વિચાર પર આવી છું કાંઇક ચમત્કાર બતાવી ત્હેને વિજયમાળ ધારણ કરવા પ્રેરણા કરૂં છું." મહાદેવીએ કહ્યું.

"એમજ થવું જોઇએ ને................................" વિરેન્દ્ર કુમાર આગળ બોલે તે પહેલાંજ મહાદેવીએ ત્રણ વખત તાળીઓ પાડી. તે સાથેજ એક વૃદ્ધ અસ્ત્રશસ્ત્રથી સજ્જ થએલો ત્હેને જણાયો. વિરેન્દ્ર તે વૃદ્ધ ને ધારી ધારીને જોવા લાગ્યો. અંત બુમ પાડી ઉઠયો.

"બાપુ, બાપુ, ત્હમે કયાંથી ?"

"બેટા વિરેન્દ્ર, હું આજે ત્હતે એક વીર યોદ્ધાના સ્વરૂપમાં જોવા આવ્યો છું."

" બાપુ હું આપની કૃપા વડેજ અત્યારે જે છું તે છું. આપના શિક્ષણથી આપના નામને ચળકાવવા ભાગ્યશાળી થયો છું. આપના આત્માને શાંતિ આપવા યત્નો આદરી રહ્યો છું. પુત્રને કાંઈ આજ્ઞા ? " વિરેન્દ્ર પોતાના વૃદ્ધ પિતાને પુછ્યું.

" બેટા વિરેન્દ્ર તું મ્હારા આત્માને શાંત કરી શકીશ ત્હારા મ્હારાજા અમરસિંહના આત્માને તૃપ્ત કરી શકીશ ?" વૃદ્ધ પિતાએ પુત્ર પુછ્યું.

" પિતા, પિતા, આ શું બોલો છો ? શું બોલો છો ? શું હું ત્હમારા આત્માને શાંત કરવા યત્નો નહી કરી શકું. મ્હારા પિતૃ ઋણમાંથી કોઇ પણ પ્રહારે મુક્ત નહી થઇ શકું. વળી મહારાજા અમરસિંહે જેણે મ્હને પાળ્યો, ઉછેર્યો ત્હેમના આત્માને તૃપ્ત કરવા કદાચ આ રક્ત વહાવું પડશે તો પણ તૈયાર છું. આપની પ્રત્યેક આજ્ઞા પાળવા તૈયાર છું. " વિરેન્દ્ર બોલ્યો.

" વિરેન્દ્ર, શાબાશ, હું જે શબ્દોની ઇચ્છા ત્હારા મુખમાંથી નીકળવાની આશા રાખતો તેજ શબ્દો હું સાંભળું છું હવે મ્હને પૂર્ણ ખાત્રી થઈ કે તું મ્હારા તેમજ મ્હારાજા અમરસિંહના આત્માને શાંત કરી શકશે. જો સાંભળ મ્હારી આજ્ઞા. " કહી વૃદ્ધે ત્હેના કર્ણ પાસે આવી કાંઈ શબ્દો ઉચ્ચાર્યા પછી બોલ્યો.

" વિરેન્દ્ર, કહે તું મ્હારી ઇચ્છા પૂર્ણ કરશે ? મ્હારો તેમજ મહારાજાનો ઉદ્ધાર કરી શકશે ? "

" પિતા, પિતા, હવેજ હું સર્વ સમજ્યો. આજથી આપની ઇચ્છા પૂર્ણ થવાની શરૂવાત થઈજ ચુકી છે. જો હું ત્હમારા આત્માને શાંત ન કરૂં તો આ વિરેન્દ્ર ત્હમારો પુત્ર વિરેન્દ્ર હયાતિ પૃથ્વીપર નહીજ ભોગવે. " વિરેન્દ્રે પોતાના પિતાને કહ્યું. તે સાથેજ વૃદ્ધ મૂર્તિ અદ્રશ્ય થઇ ગઇ વિજય દેવીએ વિજયમાળ વિરેન્દ્રના કંઠમાં નાખી ને બોલી:—

" વિરેન્દ્ર, ત્હારાથીજ ઉથલપાથલ થશે ને ત્હેમાં તું વિજયી નિવડશે. " કહી વિજયદેવી અદ્રશ્ય થઇ ગઇ. વિરેન્દ્રનું સ્વપ્ન પૂર્ણ થઇ ગયું.

---

## ત્રયોદશ પરિચ્છેદ.

### અપમાન.

સ્વપ્ન પૂર્ણ થતાં વિરેન્દ્ર ઝબકયો. જાગૃત થયો ને ચોતરફ જોવા લાગ્યો, પણ કોઇ દૃષ્ટિગોચર થયું નહી પુનઃ શય્યામાં પડયો. નિંદ્રાદેવીએ કૃપા નજ કરી ઉઠયો ને બોલ્યો.

" આ બધું શું થઇ ગયું ? એકજ રાત્રિમાં ભયંકર ભવિષ્ય-ભૂતનો ભેદ ભાગી ગયો શું તે મ્હારે સત્ય માનવું ?".

વિચારવશ વિરેન્દ્ર કાંઈ સમજી શકયો નહી શાંતજ બેસી રહ્યો. અલ્પ સમય પછી મ્હોં ઉઘડયું, બોલવા માંડયું.

વિરેન્દ્ર, વિરેન્દ્ર, ત્હારે ત્હારા કર્તવ્યો બજાવવા જોઇએ પિતૃ ઋણમાંથી મુક્ત થવું જોઇએ જેણે ત્હારા માટે સુખ મુકી દુઃખ સહન કર્યું. જેણે પોતાની જીંદગીને જોખમમાં નાખી ઉછેર્યો. શું ત્હેનો ઉપકાર ભૂલી જવો જોઇએ, ત્હેની ઈચ્છા તૃપ્ત ન કરવી જોઇએ.

"ઓ આકાશમાં ઉગેલા ચંદ્રદેવ ત્હમારા રાજ્યમાં સર્વ કોઈ સુખ-શાંતિ અનુભવે છે. ત્યારે હું દુઃખ અશાંતિની બુમો પાડી રહ્યો છું." બોલતો વિરેન્દ્ર શાન્ત થયો. હૃદયમાં ક્રોધે વાસ કર્યો. નેત્રો રક્ત થઈ ગયા. પાસે પડેલી તલ્વાર ઉપાડી મ્યાનમાંથી બ્હાર કહાડી ને બોલ્યો.

" બસ, ઓ હૃદયમાં રહેલી દયા દુર થા. મ્હારા ભાવી સંકષ્ટોને દુર કરવા ક્રોધને સ્થાન આપ. ઓ પ્રેમ તું પણ અદ્રશ્ય થઈ જા. ત્હારે સ્થળે નિષ્ઠુરતાને વાસ કરવા દે.

ઓ શયતાન ! આ રાજ્ય પાયમાલ કરનાર શયતાન ત્હારા કર્મોનો નાશ કરવા આ વીર વિરેન્દ્ર તૈયાર થઈ ગયો છે ત્હારી પ્રપંચી જાળ ચિરવા આતુર થઈ રહ્યો છે. ઓ

માનવ રાક્ષસ! શું તું જુલ્મો કરી મહારાજાની આજ્ઞા લોપિશ? ત્હેમ્--આત્માને દુઃખી કરવા તૈયાર થઈશ? નરાધમ! ઓ અંત આ વીરના હસ્તેજ આવશે પ્રભાતમાં ત્હારા નાશની ખબર ત્હને આપીશ. સાવધાન થવાની સુચના કરીશ."

વિર વિરેન્દ્ર વ્યાકુળ થઇ ગયો ત્હેના નેત્રોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. હસ્તમાં રહેલી તલ્વાર કંપવા લાગી. તે સાથેજ ભયંકર અવાજે બોલ્યો.

"તલ્વાર, તલ્વાર અત્યાર સુધીમાં ત્હેં અનેક શત્રુઓના રૂધિરનું પાન કર્યું છે. તો હવે ત્હારા માલિકના શત્રુનું રક્ત પિવા તૈયાર થઇ જા."

બોલતો વિરેન્દ્ર ઉભો થઇ ગયો. ને જાણે શયતાનને સંહારવા જતો હોય તેમ આગળ વધ્યો તે સાથે જ અવાજ આવ્યો.

"વિરેન્દ્ર, વિરેન્દ્ર સાહસ થાય છે." વિરેન્દ્ર ચમક્યો અને બોલ્યો.

"મ્હારા કાર્યમાં કોણ ખલેલ કરે છે? હું મ્હારી વ્હાલી આસને શયતાનના રૂધિરથી તૃપ્ત કરીશ અને આલોકનો ત્હેની પાસે ત્યાગ કરાવી, પરલોકમાં પહોંચાડીશ."

"મ્હારા દેશી ભાઇઓના કટ્ટા દુશ્મન શું જીવતો રહેવા

દઉં. ઝેરી સાપને શું ઉછેરૂં દુશ્મનને વધુ સમય જીવતો રાખી શું પ્રબળ બનાવું ? ના, ના તે કદાપિ પણ બનશે નહી. આ વિરેન્દ્ર કાંઈ ગાંડો નથી કે ત્હેને જીવતો રહેવા દે."

" વિરેન્દ્ર, મ્હને સમજાય છે કે તું દીવાનો બની ગયો છે. જે મનુષ્ય અસંખ્ય મનુષ્યોથી વિંટાએલો છે. તે મનુષ્યને શું તું સંહારી શકીશ ?" અવાજે વિરેન્દ્રને પ્રશ્ન પુછયો.

" અત્યારે હું ત્હને સંહારી તો નહીજ શકું પરંતુ હંમેશને માટે સાવધ રહે. તે બદલ સુચના આપીશ. આપ મારા માર્ગમાં આડા ન આવો હું જે કરૂં તે મને કરવા દ્યો. મારા ભાવી શત્રુને ચેતાવી દ્યો. બોલો હવે કાંઈ કહેવું છે ?" વિરેન્દ્ર ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું.

" વિરેન્દ્ર, વિરેન્દ્ર ક્રોધમાં ન કરવાનું કાર્ય તું કરે છે. ત્હારા શત્રુને સાવધ રહેવાનું કહી હાથે કરી પગમાં કુહાડો મારે છે માટે માન. હૃદયમાંથી ક્રોધને દુર કરી સ્વસ્થ થા." અવાજે વિરેન્દ્રને શિખામણ આપી.

" ક્ષમા કરો. આ સમયે હું ત્હમારી શિખામણ માની શકું તેમ છુંજ નહી. હૃદયમાં હળાહળ ક્રોધ વ્યાપ્યો છે. તે શત્રુ નારક્તથી શાંત થશે." વિરેન્દ્રે ક્રોધથી કહ્યું.

" વિરેન્દ્ર સમજી જા."

આવતો અવાજ એકાએક શાંત થઇ ગયો વિરેન્દ્ર દીવાનાની માફક ચોતરફ જોવા લાગ્યો અંતે બોલ્યો.

" આજે આ શું અદ્ભુત બનાવો બની જાય છે હું ત્હેમાંનું કાંઈપણ સમજી શકતો નથી. સ્વપ્ન શું, હમણાં હું કોઈની સાથે બોલ્યો તે શું ?"

બોલતો વિરેન્દ્ર પુનઃ શય્યામાં બેઠો. વિચારવશ થયો. પ્રભાતનો મધુર પવન વહન કરવા લાગ્યો વિરેન્દ્રના હૃદયમાં તો ક્રોધ વર્ષી રહ્યો હતો તે પ્રભાતના મધુર પવનથી શાંત થયો તેટલામાંજ નીચેથી અવાજ આવ્યો.

" વિરેન્દ્રકુમાર. "

વિરેન્દ્ર આ અવાજ સાંભળતાં નીચે ગયો તો પહેરી રાહ જોતો ઉભો હતો ત્હેને પુછયું.

" રામસિંહ ! અત્યારે કેમ આવ્યો ?" વિરેન્દ્રકુમારનો પ્રશ્ન સાંભળી રામસિંહ બોલ્યો.

" કુમારશ્રી, બ્હેનબા બોલાવે છે. "

" ઠીક જા, હું આવું છું. " કહી વિરેન્દ્ર પુનઃ પહેલાના સ્થળે આવ્યો રામસિંહ વિરેન્દ્રનો આજનો સ્વભાવ જોઇ ગભરાયો. ને કાંઈ ભયંકર બનાવનો વિચાર કરવા લાગ્યો.

વિરેન્દ્ર રામસિંહના વચનોથી પુનઃ વિચારે ચડ્યો શાંત થએલાં ક્રોધે પુનઃ ઉછાળો માર્યો તે સાથે બોલ્યો.

" વિજયા, વિજયા, હવે તું મને ભૂલી જજે. ત્હારા

માટે આ હૃદયમાં હવે સ્થાન નથી. તું શત્રુ પુત્રી છે તેથીજ ત્હારો પ્રેમ આ હૃદયમાંથી અદ્રશ્ય થઇ ગયો છે. આ વિરેન્દ્ર ત્હારો કદાપિ પણ થશે નહી તે તો હવે વિમળાનો રહેવાનો. ”

વિરેન્દ્રને હજી ખબર ન હતી કે વિમળા પાપી શયતાનના કોપથી કારાગૃહમાં પડી છે. નહી જોએલા દુઃખનો અનુભવ કરી રહી છે.

આપણે તે વાત હમણાં વિરેન્દ્રને કહેવાની જરૂર નથી. જો તે આ સમયે જાણે તો પરીણામ ભયંકર આવે માટે તેને અંધકારમાં રહેવા દઇએ.

“ વિજયા તું મારા શત્રુની પુત્રી ન હોત તો કદાપિ આશા ભંગ ન થાત. પણ શું કરૂં હું ત્હમારો ભયંકર શત્રુ છું. ત્હમારૂં રક્ત જોવા આતુર છું. બસ હમણાંજ ત્યાં આવું છું. ને મારા હૃદયની વાત ત્હમને જણાવું છું.” કહી વિરેન્દ્ર વસ્ત્રો પહેરી શયતાનસિંહને મહેલે જવા લાગ્યો.

   

અલ્પ સમયમાં વિરેન્દ્ર મહેલે આવી પહોંચ્યો ત્હેને જોતાં પહેરીઓએ નમન કર્યું. વિરેન્દ્ર શાન્તિથી મ્હેલના પગથીઆ ચઢવા લાગ્યો. મહેલમાં જવા માટે ત્હેને રજા લેવી પડતી ન હતી. તે કોઈ પણ સમયે અંદર જઈ શકતો હતો.

વિરેન્દ્રને વિજ-ાના ઓરડામાં શયતાનસિંહના દીવાન-ખાનામાંથી જવાનું હતું. તેથી તે દીવાનખાનામાં આવ્યો. વિરેન્દ્રને જોતાં શયતાનસિંહ ચમકયો ને બોલ્યો.

" વિરેન્દ્રસિંહ. "

વિરેન્દ્ર રકત નેત્રો કરી કહ્યું.

" શયતાનસિંહ શું કહો છો ? "

શયતાનને આ શબ્દો તીરની માફક ખુંચ્યા આથી ક્રોધથી બોલ્યો.

" વિરેન્દ્રકુમાર, હજી ત્હમને ખબર નથી કે પોતાના મુરબ્બીઓ સાથે કેવી રીતે બોલવું. "

" હતી ખબર હતી. ઓ શયતાન ! આ વિરેન્દ્રને તેની પૂર્ણ ખબર હતી. પરંતુ ત્હારા કરવાના દુષ્ટ કૃત્યોએ........"

વિરેન્દ્ર આગળ બોલે તે પહેલાંજ શયતાન બોલ્યો.

" ઓ નાદાન, તું કોને શયતાન કહી સંબોધે હું કોણ ભયંકર કાળનો પણ કાળ. "

શયતાન આ પ્રમાણે બોલતો હતો પરંતુ હૃદય ધડકતુ હતું. કેમકે વિરેન્દ્રના બળથી તે અજ્ઞાત ન હતો. પૂર્વની વાત ભૂલી ગયો ન હતો.

" શયતાન, તું કાળનો કાળ છે તો હું યમરાજ છું. આજે ત્હને ત્હારા મ્હોતની ખબર આપવા આવ્યો છું. હવે તું ચેતજો રહેજે આ વીર કયે સમયે ત્હને સંહારશે તે...................."

" ચુપ, ચુપ, ઓ બદમાશ ? વધુ ન બોલ. હું ત્હને આજ્ઞા કરૂં છું કે તું અત્યારેજ મ્હારા મહેલમાંથી ચાલ્યો જા. નહી તો ત્હારો નાશ કરીશ. "

વિરેન્દ્રને બોલતો અટકાવી શયતાન બોલ્યો.

" શયતાન, હું જાઉં છું પણ ત્હારા કહેવાથી નહી. હવે ચેતજો રહેજે. આજથી ત્હારા મહોત માટે યજ્ઞ આરંભુ છું. તેમાં ત્હારૂં બળીદાન અવશ્યે આપીશ. " કહી વિરેન્દ્ર ઝડપથી પગલા ઉપાડતો પોતાના મહેલે જવા લાગ્યો.

---

## ચતુર્દશ પરિચ્છેદ.

### દીવાનો.

વિરેન્દ્ર કુમાર મ્હેલે આવ્યો. ને પોતાના પહેરેલા વસ્ત્રો ઉતારી શય્યામાં પડયો આજે તે અસ્થિર થઈ ગયો હતો. ત્હેને કાંઇ રૂચિકર—આનંદ દાયી લાગતું ન હતું.

   

વિરેન્દ્રના ગયા પછી વિજયા પોતાના ઓરડામાંથી મ્હાર આવીને પોતાના પિતાને પુછવા લાગી.

" પિતાશ્રી, હમણાં વિરેન્દ્ર કુમાર અહીંઆ આવ્યા હત. ને ? "

" વિજયા, તે ઉદ્ધત છોકરો હમણાં અહીંઆ આવ્યો હતો. " શયતાનસિંહે કંટાળા પૂર્વક વિજયાને કહ્યું.

વિજયા આ શબ્દો સાંભળી, દુઃખી થઇ અને કાંઈક થયું હોવું જોઇએ. તેવું વિચારવા લાગી.

" વિજયા, તે ઉદ્ધત છોકરો, હું ધારૂં છું કે કોઈના ભરમાવ્યાથી બોલી ગયો હોય તેમ લાગે છે નહી તો કોઈ દીવસ તેવું અઘટિત પગલું ન ભરે. " શયતાનસિંહ શાંતિથી બોલ્યો.

" પણ પિતાજી તેઓ અત્યારે મ્હારા બોલાવ્યાથી આવ્યા હતા, ત્હેમનામાં ઉદ્ધતાઇનો અંશ છેજ નહી છતાં આપ આ પ્રમાણે બોલો છો તે સાંભળી હું આશ્ચર્ય પામું છું."

વિજયા પોતાના પિતાના વચનો સાંભળી શાંતિથી બોલી.

" વિજયા, તું ત્હેને ઓળખતીજ નથી. તે સર્પનો સંતાન છે. આજના બોલવા ઉપરથી ત્હેને કાંઇક વિમળાની ખબર પડી હોય તેમ લાગે છે. " શયતાનસિંહે કહ્યું.

વિજયા અત્યાર સુધી વિમળાની દશા જાણી ન હતી. ત્હેણીએ શયતાનસિંહના શબ્દો સાંભળી તે વાત જાણવા કહ્યું.

" પિતાજી, વિરેન્દ્ર કુમાર વિમળા વિષે શું જાણી ગયા લાગે છે. તે મને કહેશો."

" વિજયા, મ્હેં વિમળાને કારાગૃહમાં નાખી છે. તે વાત ત્હેના જાણવામાં આવી ગઇ હોવી જોઇએ. તેથીજ બોલી ગયો ત્હેને ખબર નથી કે સિંહનું ભક્ષ કદાપિ શિયાળ ન ન પામે વિમળા જેવી રમણી વિરેન્દ્ર માટે નહી પણ સિંહ-માટે જ છે."

શયતાનસિંહે હસતાં હસતાં વિજયાને કહ્યું.

વિજયા આ શબ્દો સાંભળતા કંપી ત્હેની સર્વ આશાઓ નિરાશામાં ફેરવાવવા લાગી અને બોલી.

" પિતાજી, જો તે વાત ત્હેમના જાણવામાં આવી હશે તો જરૂર ગજબજ થશે મારૂં ભાવિ પૂર્ણ અંધકારમય થઇ જશે."

" વિજયા, ત્હારા બોલવામાં ભેદ સમાએલો હોય તેમ મને જણાય છે." શયતાનસિંહ વિજયાના શબ્દો સાંભળી બોલ્યો.

" પિતાજી, જ્યાંસુધી ભેદ છે ત્યાંસુધી જ ખેદ છે." વિજયાએ શયતાનસિંહને કહ્યું.

" છોકરી, બોલ બોલ શું કરે છે?" શયતાનસિંહે ક્રોધથી કહ્યું.

" પિતાજી, સાંભળો વિરેન્દ્રકુમાર આ દેહનો માલિક છે વિજયાનો આત્મા છે સૌભાગ્યનો તેજસ્વી ચંદ્ર છે." વિજયાએ શયતાનસિંહને કહ્યું.

શયતાનસિંહ વિજયાના આ શબ્દો સાંભળતા ચમકયો પોતાની પુત્રી શત્રુને ચહાય છે તે જાણતા હૃદયમાં ક્રોધની જ્વાળા પ્રગટ થઈ ગઈ નેત્રો રક્ત થઈ ગયા ને બોલ્યો.

" વિજયા, વિજયા આ શું બોલે છે ?"

" પિતાજી. સત્યજ કહું છું વિરેન્દ્રકુમાર વિના સર્વે કોઈ મ્હારે બંધુ સમાન છે." વિજયાએ કહ્યું.

" વિજયા, શું તું એ ભિખારડાને ચાહે છે." શયતાન-સિંહ પગને પછાડતો બોલ્યો.

" પિતા, ત્હમે ભલે ત્હેમને ભિખારી માનો પણ હું તો ત્હેમને એક રાજપુત્ર જેવા માનું છું આ જીંદગી ત્હેમના જીવન સાથે સંધાઈ ગયું છે, તે કદાપિ પણ છુટું પડનાર નથી." વિજયાએ શયતાનસિંહને કહ્યું.

" ઓ છોકરી, તું ત્હેનું નામ છોડી દે હું ત્હને રાજ કુંવર સાથે પરણાવીશ ત્હને સુખી કરીશ." શયતાનસિંહે વિજયાને કહ્યું.

" પિતાજી, તે કદાપિ પણ બનનાર નથી આ વિજયા પોતાના ટેકથી ચળનાર નથી જેમ આકાશમાં એકજ સૂર્ય

અને ચંદ્ર ઉગે છે તેજ પ્રમાણે વિજયા માટે એકજ વિરેન્દ્ર છે જો ત્હેમનો અંત આવશે અથવા તો આપના કોપને પાત્ર થશે તો આ વિજયા કદાપિ પણ જીવતી રહેનાર નથી. વિજયાએ શયતાનસિંહને કહ્યું.

"ચાલીજા, ચાલીજા લવારી કરતી હું ત્હારૂં કાંઇપણ સાંભળવા માંગતો નથી વિજયા તું એટલું તો યાદ રાખજે કે મ્હારી ઇચ્છા વિરૂદ્ધ એક પણ પગલું ભરીશ તો આલોક ત્યાગી પરલોક ચાલ્યા જવું પડશે. મ્હારા ક્રોધનો ભોગ થનાર કોઈપણ વ્યક્તિ જીવતી નથી અને જીવનાર પણ નથી." શયતાનસિંહે નિષ્ઠુરતાથી પોતાની પુત્રી વિજયાને કહ્યું.

વિજયા પિતાના વચને ત્યાંથી ચાલી ગઇ ને પોતાના ઓરડામાં જઇ આંસુ પાડવા લાગી.

શયતાનસિંહ પોતાની પુત્રી વિરેન્દ્રને ચાહે છે તે જાણી દુઃખી થવા લાગ્યો અને પોતાને ધિક્કારવા લાગ્યો કેમકે છોકરીને સ્વતંત્રતા આપવાથી જ આ પરીણામ આવ્યું છે.

વિજયા અશ્રુ વર્ષાવતી શાંત થઈ અને વિરેન્દ્રકુમાર પાસે જવા વિચાર્યું પોતાના ઓરડામાંથી ઉઠી અને પ્રયાણ કર્યું.

\+ + + +

આ સમયે વિરેન્દ્રકુમાર પોતાની શય્યામાં પડ્યો હતો. વિજયા ત્યાં આવી, પણ ત્હેને ખબર ન હતી વિજયા વિરેન્દ્રની

આ સ્થિતિ જોતાં દુઃખી થવા લાગી પોતાના પિતાના કર્મથી પોતાના પ્રેમિકની આ દશા જોતાંજ રડવા લાગી.

વિજયાનો રડવાનો સ્વર વિરેન્દ્રના કર્ણે તો નજ પડયો તે તો પોતાના વિચારમાંજ તલ્લીન થઇ રહ્યો હતો વિજયાએ રડીને હૃદય હલકું કર્યું પછી વિરેન્દ્રની પાસે બેસી બોલી.

" વિરેન્દ્રકુમાર, આ દીન દાસી સ્હામું તો જુઓ." વિરેન્દ્ર ન બોલ્યો કે ન આંખ ઉગાડી શાંતજ પડી રહ્યો. આ સમયે વિરેન્દ્ર જાણે મૃત્યુ જ પામ્યો હોય તેમ જણાતું હતું ફ્કત તે જીવતો છે, તે જાણવા માટે ધબકતું હૃદયજ હતું.

વિરેન્દ્ર ન બોલ્યો, તેથી વિજયાએ ત્હેનો હસ્ત પોતાના હસ્તમાં લીધો કોમળ હસ્તનો સ્પર્શ થતાં વિરેન્દ્ર ઝબકયો.

" વિરેન્દ્રકુમાર મ્હારા પિતાના અપરાધની ક્ષમા આપો હું હતભાગિની છું, ત્હમારા પ્રેમને તેથીજ ગુમાવ્યો છે." વિજયા ગદ્દગદ્દ કંઠે બોલી.

" વિમળા વ્હાલી વિમળા ત્હમારા પિતાનો કાંઇપણ અપરાધ નથી તે તો મ્હારા પૂજ્ય પિતા હતા હાલ તેઓ સ્વર્ગમાં આનંદ કરે છે ત્હેં મારો પ્રેમ ગુમાવ્યો નથી. હું ત્હને કદાપિ પણ ત્યાગી શકું તેમ નથી." વિરેન્દ્રકુમાર બોલ્યો.

" વિરેન્દ્રકુમાર હું વિમળા નથી." વિજયાએ વિરેન્દ્ર કુમારને કહ્યું.

" ત્યારે ત્હમે કોણ ?"

કહી વિરેન્દ્ર આંખો ફાડી જોઇ રહ્યો. આજે ત્હેની આંખો કાંઈપણ જોઇ શક્તિ નથી અર્થાત્ વૈરાંધ બની ગયો છે.

" હું વિરેન્દ્રકુમાર, આપના ચર્ણની દાસી શયતાન-સિંહની પુત્રી વિજયા." વિજયાએ કહ્યું.

" કોણ શયતાનસિંહની પુત્રી વિજયા કે ? વિજયા આ દેહમાં ત્હારે માટે સ્થાન નથી હું ત્હને ચાહી શકું તેમ નથી તું મ્હારા ભયંકર શત્રુની પુત્રી છે હવે હું ત્હારી સાથે વિશેષ બોલવા ચાહતો નથી બસ ચાલી જા." વિરેન્દ્ર કુમારે વિજયાને કહ્યું.

" વિરેન્દ્રકુમાર, વિરેન્દ્રકુમાર મ્હારો ત્યાગ ન કરો હું મ્હારા પિતાને સમજાવીશ વિમળા પાછી અપાવીશ." રડતાં રડતાં વિજયા બોલી ગઈ.

વિજયાના શબ્દો સાંભળતાં વિરેન્દ્ર ઉશ્કેરાયો પોતાની પ્રિયતમા શયતાનસિંહના પંજામાં સપડાઈ છે તે જાણતાં ગભરાયો, ભાન ભૂલ્યો, દીવાનો બન્યો ને બોલવા લાગ્યો.

" હાય વિમળા, તું હવે જીવતી રહેનાર નથી પાપી શયતાન ત્હારો નાશ કર્યાં વિના રહેનાર નથી. વિમળા દિલ્દાર વિમળા."

" વિરેન્દ્રકુમાર શાંત થાવ." વિજયાએ કહ્યું.

" મ્હારી શાન્તિ બળી ગઈ. વિમળા દુઃખી થઈ બસ હવે હું પાપીનો અંત આણીશ. મ્હારા કર્તવ્યોની પૂર્ણાહુતિ કરીશ મારીશ યા મરીશ."

બોલતા દીવાના વિરેન્દ્રે વસ્ત્રો ધારણ કર્યાં ને નીચે ઉતર્યો અને પોતાના ઘોડાપર સમાન માંડી સ્વાર થયો. વિજયા ત્હેને જોઈ રહી ઘોડો પુરપાટ દોડતો હતો તેથી અલ્પ સમયમાં વિજયાની દૃષ્ટિ બહાર ચાલ્યો ગયો વિજયાના શોકનો પાર ન રહ્યો. રડતી મંદ મંદ પગલાં ભરતી પોતાના મહેલે આવી. ત્યાં સખીઓ રાહ જોઈ રહી હતી ત્હેમની સાથે દુઃખી હૃદયને શાંત કરવા ઉદ્યાન પ્રતિ જવા લાગી.

વ્હાલા વાંચક ! મનુષ્યના મુખમાંથી કોઇ એવે સમયે શબ્દો નીકળે છે તે સત્યજ નીવડે છે. વિમળાએ કહ્યું હતું: " બ્હેન, વિરેન્દ્રને તું કર્તવ્ય ક્ષેત્રમાં દોર, હું પ્રેમ રસથી તૃપ્ત કરીશ." આજે વિરેન્દ્ર વિજયના શબ્દોથી કર્તવ્ય પૂર્ણ કરવા તૈયાર થયો અને વિમળાના પ્રેમ માટે દીવાનો બન્યો. આ સ્થળે પ્રથમ ખંડ સમાપ્ત થાય છે. આમાં તેં રામપુરના સર્વ પાત્રોને જોયા-ઓળખ્યા જો ન ઓળખ્યા હોય તો ઓળખ. પ્રથમ પરિચ્છેદમાં જે બાળાને જોઈ હતી તેજ વિમળા અને ત્હેને મનાવવા યત્ન કરતો હતો તે શયતાન-

સિંહ. જંગલમાં બેશુદ્ધ થઇ પડયો છે તે વિરેન્દ્ર. ઉદ્યાનમાંથી જે રમણીને ઉપાડી ગયા છે તે વિજયા અને અજય. જંગલમાં જેણે પિતાને મારવાની પ્રતિજ્ઞા કરી છે તે અજય અને શયતાનના મદદગારો. હવે ન ઓળખ્યા હોય તો ઓળખવા માટે બીજો ખણ્ડ (ભાગ) વાંચ.



# પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ

## દ્વિતિય ખણ્ડ



## દ્વિતીય ખણ્ડ

# પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ

## પ્રથમ પરિચ્છેદ

### ચમત્કાર

જુલ્મી રાજાની જુલ્મિ સત્તાનો અમલ પુર્ણ રીતે વિસ્તાર પામ્યો બિચારી વિમળા વજનદાર પત્થર કંઠે બંધાવી પતિવૃત માટે અદ્ધર લટકવા લાગી.

પતિવૃત પાસે જીંદગીની શી કિંમત ? સ્ત્રીનું શિયળ ધન લુટાઇ જતું હોય ત્યાં દેહ ટકાવી રાખવો શા કામનો? જે સ્ત્રી પતિવૃતની કીંમત જાણતી નથી તે સ્ત્રી નથી. પણ દાનવી છે. અબળાના સ્વરૂપમાં પ્રબળા જન્મેલી છે.

વ્હાલી પાઠીકાઓ ! પતિવૃતની કીંમત કરતાં શીખો તમારા શિયળ ધનને પાપાત્માના હસ્તમાં જતા અટકાવો ત્હમારા પતિવૃત માટે પ્રાણને પાથરવા તૈયાર થાવ. સતિ દમયંતિ, સીતાની માફક જગમાં નામ ચમકાવો ભારત ભુમિને-હીંદ દેવીને ત્હમારા પતિવૃતથી ઉજ્જવળ કરો. આદર્શ ગૃહીણી તરીકે નામ ચમકાવો.

" વિમળા ! મ્હારૂં અપમાન કરવાથી શું પરિણામ આવ્યું તે ત્હેં જોયું ? વીરશયતાનના નામના વિજય ડંકા સર્વત્ર વાગે છે. ત્હેની વીરહાક સાંભળી સર્વ કોઇ થથરે છે. તો તું એક છોકરી, મ્હારૂં અપમાન કરવા સાહસ કરે છે ? "

શયતાન સિંહે સત્તાના ગર્વથી વિમળાને કહ્યું.

" શયતાન, શયતાન, તું ગમે તેટલો સત્તાધીશ હો. કિન્તુ મ્હારા વિરેન્દ્ર પાસે તો એક સમુદ્ર પાસે ખાબોચીયા બરોબર છે. તે વિશ્વ પ્રેમી છે સત્યને ચાહનાર છે. નિર્બળનું રક્ષણ કરનાર છે. ત્યારે તું સત્તાના મદથી અંધ થઇ નિર્દોષોને પિડનાર અધમ છે નિઃસહાયને સંહારનાર સત્યનું ચ્છેદન કરી અસત્ય પુર્ણ માર્ગ પ્રચલિત કરનાર છે સતિબાળાઓને સતાવી નર્ક કુંડમાં જનાર છે. વળી અત્યારે તું મ્હને જે દુઃખ આપે છે તેનો બદલો પરમેશ્વર

જરૂર આપશે. હું મ્હારા પતિવ્રત ધર્મમાં અચળ રહીશ તો મ્હારો ઉદ્ધાર થશે. પૃથ્વીપર નંદન વનના સુખો સમ સુખો મ્હારા માટે આવી વસશે. ઓ નરાધમ. મુને મ્હારા પતિવ્રત માટે પ્રાણની પણ પવો નથી. ત્હમારા આત્યાચારોની દરકાર નથી. હું મરીશ ત્હમારાથી થતઃ ભયંકર જુલમો સહન કરીશ હસતી હસતી મૃત્યુના મુખમાં પ્રવેશીશ વિમળાએ અત્યંત દુઃખ સહન કરતાં કહ્યું.

"વિમળા. તું હજી અજ્ઞાન છે. રાજા એજ પૃથ્વીનો ધરૂંધર છે. ત્હેની આજ્ઞા પાળવી તે પ્રત્યેક મનુષ્યની ફરજ છે. જોત્હારે બચવું હશે તો હું મૃત્યુના મુખમાંથી ખેંચી કહાઢીશ. પણ જો મ્હારી ઇચ્છા પુર્ણ કરીશ તોજ

ઓ છોકરી, કહે મ્હારા કરતાં વિરેન્દ્રમાં શું વધારે છે, તે રંક છે હું રાય છું તે રાજ્યનો નોકર છે. હું રાજ્યનો માલેક છું. તે મનુષ્ય છે, હું પૃથ્વીનો દેવછું. દરેક રીતે ત્હેનાથી હું વિશેષ છું." શયતાનસિંહે વિમળાને કહ્યું.

"ઓનાદાન, હું ત્હારા શબ્દો સાંભળવા ચાહતી નથી તારાથી અપાય તેટલા દુઃખો આપ હું તે સહન કરવા તૈયાર છુ"" દુઃખથી પિંડાતી વિમળાએ કહ્યું.

"હઠીલી, હઠ છોડી દે, મ્હારૂં કહ્યું માનીલે. સ્વર્ગસુખ ભોગવવા તઇયાર થઇ જા, આ રાજની અધિશ્વરી

થવાનો સુયોગ પ્રાપ્ત થવાનો સમય આવ્યો છે તે વૃથા ન ગુમાવ.” શયતાનસિંહે લાલચ બતાવતાં કહ્યું.

“શયતાન, તું વિમળાના હૃદયથી અજાણ્યો છે તેથીજ આ પ્રમાણે બોલે છે. સમસ્ત પૃથ્વીનું ઐશ્વર્ય મારા પતિવ્રતની કીંમત બરાબર નથી. તો ત્હારી રાજ લક્ષ્મી શા હિસાબમાં? નરાધમ! તારાજ લક્ષ્મીનો મોહ કોઈ બીજી બાળાને બતાવજે કે જેથી મોહ પામી પોતાનું સર્વસ્વ તારા ચર્ણોમાં નાખી દે. નાશવંત દુનીઆના મિથ્યા સુખોમાં મહાલવા તઈયાર થઇ જાય. જા જા ત્હારૂં મ્હોડું મ્હને ન બતાવ” વિમળાએ કહ્યું

“શું તું આટલું દુઃખ પડતાં પણ હઠ નહીંજ છોડે? વિમળા, આ નર્ક સ્થાનમાંથી નિકળવા નથી માગતી?”
શયતાનસિંહે પૂછ્યું.

“નાં ના. શયતાન ત્હારી દુષ્ટેચ્છા પૂર્ણ કરી જીવન કલંકીત કરી નર્ક સ્થાનમાંથી નિકળવા નથી મ્હાગતી મ્હારે મિથ્યા સુખ નથી જોઇતું. હું દુઃખમાંજ સડયા કરીશ.”
વિમળાએ દૃઢતાથી કહ્યું.

“પહેરીઓ. આ હઠીલીને નીચે ઉતારો. ત્હેને મજબુત પકડી રાખો હું ત્હેના ગર્વનો નાશ કરૂં મ્હારી હૃદયેચ્છા પુર્ણ કરૂં”

શયતાનસિંહે પહેરીઓને આજ્ઞા કરી, પહેરીઓએ વિમળાને નીચે ઉતારી મજબુત પકડી પાપી શયતાન બળાત્કાર કરવા તૈયાર થયો, વિમળા પાપીઓના પંજામાંથી છુટવા પોતાનું બળ અજમાવવા લાગી આ જોઈ એક પહેરીના હૃદયમાં દયા ઉદભવી ને બોલ્યો.

" મ્હારાજા, આ અન્યાય છે. "

" તે મ્હારે જોવાનું અને જાણવાનું છે." પાપીએ કહ્યું.

" તો આપની નોકરી સંભાળી લ્યો. " પહેરીએ કહ્યું.

" તો આ લેતો આ " કહી પહેરીના હૃદયમાં કટાર ભોંકી દીધી, નિર્દોષ પહેરી પોતાની ફરીયાદ નોંધાવવા પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો. પાપી બળાત્કાર કરવા તૈયાર થયો. તેટલામાંજ સતિનો સહાયક ગયબી મદદગાર દેખાયો. તે આખા શરીરે કાળા રંગનો હતો, ત્હેના વસ્ત્રો પણ કાળા હતા આ વ્યક્તિ ખરેખર દુનીયા જેને ભુત પ્રેત કહેછે ત્હેની યાદ આપે તેવી છે. પાપી આ વ્યક્તિને જોતાં ડર્યો. પાછો પડ્યો ને કંપવા લાગ્યો ઉપસ્થિત થયેલી વ્યક્તિ તો શાંત ઉભી રહી.

પહેરીઓ આ વ્યક્તિને જોતાં વિમળાથી દુર ઉભા રહ્યા વિમળા મુક્ત થઇ અને તે વ્યક્તિ તરફ દોડી.

શયતાનસિંહે આગળ વધતી વિમળાને અટકાવતાં કહ્યું

" વિમળા ખબરદાર જો એક પણ પગલુ ભર્યું છે તો જીવથી જઇશ. "

"ઓ નરાધમ શયતાન અબળાને શું સતાવે છે. મર્દ થઇ નામર્દ પર હાથ શું ઉઠાવે છે?" ઘોઘારી અવાજે તે વ્યક્તિએ કહ્યું.

"ઓહ તું કોણ છે મ્હારા માર્ગમાં કંટક નાખનાર શા માટે આ સ્થળે આવ્યો છે વળી કેવી રીતે આ સ્થળે આવ્યો છે?" શયતાનસિંહે પુછયું.

"ઓ શયતાન, હું કોણ છું. તે હું પોતેજ જાણતો નથી અહીંઆ હું આ નિર્દોષ વિમળાને બચાવવા પ્રભુ આજ્ઞાથી ઉપસ્થીત થયો છું." વ્યક્તિએ કહ્યું.

"ઓ પ્રેત, આ વિમળાને કદાપિ પણ તું મ્હારા કારાગૃહમાંથી છોડાવી શકે તેમ છેજ નહી" શયતાને કહ્યું.

"શયતાન શું વિમળાને છોડાવવી અશકય છે? ના ના ઓ શયતાન જેવી રીતે હું અહીંઆ દેખાયો છું તેવીજ રીતે ત્હેણીને લઇ અદ્રશ્ય થઇ જઇશ ત્હારી ઇચ્છાને ભંગ કરીશ" શયતાનસિંહને વ્યક્તિએ કહ્યું.

"હાય શું તું વિમળાને લઇ જઇશ? ઓ પ્રેત તે પહેલાંજ હું ત્હારો નાશ કરીશ વિમળાને નહીજ લઇ જવા દઇશ." શયતાનસિંહે કહયું.

"ઓ નરાધમ, શું તું મ્હારો નાશ કરીશ? જો નાશ કરવાની ઇચ્છા હોય તો આગળ વધ હું જોઉં કે તું કેટલી શકિતને ધરાવે છે. ચાલ ઉભો ન રહે. વ્યક્તિએ શાંતિથી કહ્યું. આ શાંતિ શયતાનસિંહને ખરેખર ભયં-

કેર લાગી. પોતાની ઇચ્છાની પૂર્ણાહુતિના સમયે આ વ્યક્તિ ઉપસ્થિત થએલી જોતાં મારવા માટે દોડયો. પાસે આવવા દઇ વ્યક્તિએ કહ્યું

"ઓ નરાધમ જો આગળ વધ્યો છે. તો ત્હારો જીવ ગુમાવીશ ત્હારી ઇચ્છાઓ હંમેશ માટે ત્હારી સાથેજ અદ્રશ્ય થઇ જશે." કહી વ્યક્તિએ પોતાના કૃષ્ણ વસ્ત્રમાં છુપાવેલી તલવાર બ્હાર ખેંચી કહાઢી. શયતાન આ જોતાંજ પત્થરની પ્રતિમાની માફક સ્થિરજ થઈ ગયો અનેક યત્નો કરવા છતાં પણ આગળ વધી શકયો નહી. વ્યક્તિએ વિમળાને પાસે બોલાવી પહેરીઓ જોતા છતાં વિમળા પાસે આવતા એકજ હાથે ઉંચી કરી પોતાની સાથે લઇ અદ્રશ્ય થઇ ગયો સર્વ કોઇ જોઇ રહયાં અલ્પ સમયમાં તેઓ નગ્રની બ્હાર આવી પહોંચ્યાં વ્યક્તિએ વિમળાને નીચે મુકી બંધનો તોડી નાખ્યા પછીથી વિમળાએ કહયું." હવે હું કયાં જાઉ કેવી રીતે પાપીના ત્રાસથી બચું ?

વિમળા ત્હને ત્હારૂં નશિબ જયાં લઇ જાય ત્યાં તું ચાલી જા." કહી વ્યક્તિ અદ્રશ્ય થઇ ગઇ.

કારાગૃહમાંથી વ્યક્તિના અદ્રશ્ય થયા પછી પાપી હાલ્યો વિમળાને નહી જોતો પકડી લાવવા આજ્ઞા કરી પહેરીઓ ઘોડે સ્વાર થઇ દોડયા અલ્પ સમયમાં તેઓ વિમળાની લગભગ થઇ ગયા [ વિમળાએ ઘોડાના પગના

અવાજ સાંભળ્યા શિયળ બચાવવા દોડવા લાગી માગ મુકી જંગલના રસ્તે દોડી નાની મ્હોટી ટેકરીઓ ચઢવા લાગી ઘોડેસ્વારો પાછળને પાછળ દોડવા લાગ્યા અંતે વિમળા એક મ્હોટા ડુંગરપર ચઢવા લાગી. ઘોડેસ્વારો ઘોડા પરથી નીચે ઉતરી પાછળ દોડવા લાગ્યા બીચારી વિમળા થાકી ગઇ હતી વધુ દોડવાની શકિત ન હતી. શત્રુઓ પાસે આવી પહોંચ્યા હતા તેથી પતિવ્રત બચાવવા ડુંગર પરથી પડતું નાખ્યું શત્રુઓ મ્હોંહું ફાડી જોઇ રહ્યા! અલ્પ સમયમાં વિમળા ડુંગરમાં અદ્રશ્ય થઇ ગઈ.

## દ્વિતીય પરિચ્છેદ

### પાપીનો પરાજય.

વાંચક ! ભયંકર જંગલમાં બેશુદ્ધ થએલા વિરેન્દ્ર કુમારને તો તું નહિ જ ભુલી ગયો હોય. નિર્દોષ યુવક અને યુવતીને દુઃખ દેનાર પાપીને તેમજ ત્યાં ઉપસ્થિત થએલા યુવકને નહિ જ ભુલી ગયો હોય.

વિરેન્દ્રકુમાર આ પાપી મંડળને આવતું જોઇ 'આશું' બોલી બેશુદ્ધ થઇ ગયો હતો તે ધીરે ધીરે શુદ્ધિમાં આવવા લાગ્યો. અલ્પ સમયમાં જ તે શુદ્ધિમાં આવી ગયો. પોતાની તલવાર સંભાળીને જ્યાં પાપી મંડળ ઉભું હતું તે તરફ જવા લાગ્યો. વિરેન્દ્રકુમાર ત્યાં પહોંચે તે પહેલાં આપણે પહોંચી જઇ ત્યાં થએલા બનાવ અવલોકીએ, નવીન ઉપસ્થિત થએલી વ્યક્તિએ શું કર્યું તે આપણે જાણી લઇએ.

નવીન વ્યક્તિ ઉપસ્થિત થઇ એટલે પાપી તેમજ ત્હેના સરદારો સ્થિર થઇ ગયા તે આપણે જાણીએ છીએ +

"આ નરાધમ આ નિર્દોષોને શા માટે દુઃખ દે છે. કોની આજ્ઞાથી બંધીવાન બનાવી લઇ જાય છે ? વ્યક્તિએ પુછ્યું.

---

+ જુવો પરિચ્છેદ ત્રીજો.

"ઓ દુરાત્મા? તું મને પુછનાર કોણ, અને કોની આજ્ઞાથી તું મને પુછે છે?" ભયંકર વ્યકિતએ રક્ત નેત્રે પુછ્યું.

"ઓ મૃત્યુને મળવા તઈયાર થએલા અધમ હું કોણ છું તે જાણવું છે. હું આ વનનો રાજા અને ઈશ્વરની અચળી સત્તાથી ત્હને પુછુ છું કે તું કોણ છે? આ વનમાં કોઇપણ મનુષ્ય દુઃખી થઇ જતું નથી. તો તે નિયમને ઉલ્લંઘી આ નિર્દોષોને દુઃખ દેનાર ડાકીયા! ત્હારો પરિચય સત્વરે આપ." તે વ્યક્તિએ ક્રોધથી કહ્યું.

"મ્હારો પરિચય? શું તું મ્હારાથી અજ્ઞાત છે. સમસ્ત રામપુરને થથરાવનાર આ કાળસિંહને ઓળખતો નથી. મહારાજા શયતાનસિંહની આજ્ઞાથીજ આ બંનેને બંધીવાન બનાવી લઈ જાઉં છું. તું મારો માર્ગ છોડ નહિતો માર્યો જઈશ. ચાલ દુર થાય છે કે નહિ?" ભયંકર વ્યક્તિએ કે જેનું નામ કાળસિંહ હતું ત્હેણે તે વ્યક્તિને કહ્યું.

વ્હાલા પાઠક. હવે આપણે તે વ્યકિતને કાળસિંહના નામથીજ ઓળખીશું.

"માર્ગ આપું? ના, ના. ઓ બાયલા કાળસિંહ! તે કદાપિ મહારાથી બનનાર નથી. હું ત્હને માર્ગ આપનાર નથી. આજ સ્થળે ત્હારો વધ થશે. અને આ નિર્દોષો મુક્ત થશે."

વ્યક્તિએ કાળસિંહને ક્રોધથી કહ્યું.

" શું તું મ્હારો વધ કરશે ? ઓ નાદાન છોકરા ! તું એકલો છે. અને અમે સંખ્યાબંધ ઘોડેસ્વારો છીએ. તો તું કેવી રીતે અમારો વધ કરીશ ?"

" ઓ અજ્ઞાન હત્યારા બકરાઓના ટોળામાં એકજ વ્યાઘ્ર બસ છે. ત્હમને દરેકને સંહારવા હું એકલોજ પુરતો છું તેમ છતાં તે વ્યક્તિ આગળ બોલે તે પહેલાંજ રમણી બોલી.

" હે પરોપકારી યુવક, અમારા માટે શા માટે ત્હમે કષ્ટ વેઠો છો. અમારા ભાવીએ ભુલાવ્યા છે. તેથી આજ અધમના સપાટામાં સપડાયા છીએ ત્હમે ચાલ્યા જાવ. અમારૂં જે થવાનું હશે તે થશે. પાપીનો પરાજય આપ કોઇ પણ રીતે કરી શકો તેમ છેજ નહી "

" બ્હેન. ત્હમે કહો છો કે શા માટે કષ્ટ વેઠો છો. તો હું કહું છું કે નિર્જીવ વસ્તુઓ મનુષ્યો પર ઉપકાર કરે છે. તો પછી શા માટે મનુષ્યે મનુષ્યને મદદ ન કરવી જોઇએ ? મ્હારૂં અનિષ્ટ કાંઇ પણ આ લોકો કરી શકે તેમ છેજ નહી કેમકે આ વનમાં હું સુરક્ષીત છું." વ્યક્તિએ રમણીને કહ્યું.

" ઓ છોકરા, મિથ્યા લવારી કરવી છોડી દઇ અહીંથી ચાલ્યો જા. મ્હારી દયાથી અદ્યાપિ પર્યંત તું

જીવતો છે, નહીતો યમલોક પ્રતિપ્રયાણ કરી દીધું હોત. ચલાવ. સરદારો આ લોકોનો આમળ કરો. વિલંબ નકરો”

પાપી કાળસિંહે પોતાના માણસોને આગળ વધવાની સુચના કરી. ઘોડેસ્વારો જરા આગળ વધ્યા કે તરતજ વ્યકિતએ ક્રોધથી કહ્યું.

“ નરાધમો જો જરા પણ આગળ વધ્યા છો તો સુવાજ સમજજો. આજ સ્થળે ત્હમારા જીવનનો અંત આવી જશે ”

આ શબ્દો શ્રવણે પડતાંજ સર્વ કોઈ સ્થિર થઇ ગયા આથી કાળસિંહ ક્રોધે ભરાઇ બોલ્યો.

“ ના મર્દો, એક છોકરાથી ડરી જાવ છો તેનાથી શું થનાર છે ચાલો આગળ વધો. ”

કાળસિંહની આજ્ઞાથી જેવા આગળ વધવા જાય છે કે તરતજ તે વ્યકિતએ પોતાની પાસેનું રણશીંગુ ફુકયું તે સાથે જ અનેક મનુષ્યો અને પહેલા સંતાયા હતા તે સર્વ કોઇ ત્યાં આવી પહોંચ્યા યુવક અને યુવતી પોતાના મદદગાર સ્હામું જોઇ રહ્યા.

“ કાળસિંહ હવે શું વિચાર છે આ નિર્દોષોને મુક્ત કરવા છે કે કેમ? ” કાળસિંહને તે વ્યક્તિએ કહ્યું.

“ શું વિચાર છે ? ઓ છોકરા કદાપિ પણ હું આ લોકોને મુક્ત કરી શકું તેમ નથીજ મહારાજા ચયતાનસિંહ પાસેજ આ લોકોને લઇ જઇશ ” કાળસિંહે કહ્યું.

"કાળસિંહ યાદ રાખકે આજ ત્હને આ ત્હારૂ મોત બોલાવે છે. આજનો દીવસ ત્હારા માટે છેલ્લોજ છે" વ્યક્તિએ કહ્યું.

આ પ્રમાણે વાતચીત ચાલી રહી છે. તેવામાં વિરેન્દ્ર કુમાર ત્યાં આવી પહોંચ્યો વિરેન્દ્ર કાળસિંહને ઓળખ્યો તે સાથેજ ત્રાડ મારી બોલ્યો.

"કાળસિંહ આ શું તોફાન માંડયું છે?" વિરેન્દ્ર કુમારને જોતાંજ ઘોડેસ્વારો નીચે ઉતરી પડયા તે સાથે સર્વએ નમન કર્યું કાળાસીંહે પણ નમન કર્યું અને કહ્યું:

કુમારશ્રી આ નરાધમ રસ્તો રોકી યુદ્ધના વીચારથી ઉભો છે."

"કાળસિંહ આ બંધિવાન કોણ છે?" વિરેન્દ્ર યુવક અને યુવતી સ્હામું જોઇ પુછયું.

"કુમાર શ્રી મહારાજા શયતાનસિંહે સંગાવેલા આ શત્રુ પુત્ર અને તેની પત્નિ છે." કાળસિંહે નમૃતાપૂર્વક કહ્યું.

"કાળસિંહ હું આજ્ઞા કરૂં છું કે આ દંપતિને મુક્ત કર" વિરેન્દ્ર કુમારે કહ્યું.

"કુમાર તે મારાથી કદાપિ પણ બનશે નહિમહારાજા શયતાનસિંહની આજ્ઞા મારાથી લોપાશે નહી" કાળસિંહે કહ્યું.

" કાળસિંહ વિચારીને બોલો આ વિરેન્દ્ર કુમારની શક્તિને યાદ કરો. વિરેન્દ્ર કુમારે કહ્યું.

" કુમાર. લાચાર છું. મહારાજા મ્હારી શી સ્થિતિ કરે તેનો વિચાર આપ કરી મને આજ્ઞા કરો. કાળસિંહે કહ્યું.

" કોણ શયતાન? તેનાથી શું થવાનું છે? કાળસિંહ મેં શયતાનનો અંત આણવાની પ્રતિજ્ઞા કરી છે. માટે મારી આજ્ઞાને તાબે થા, ને આ લોકોને મુક્ત કર તેમાં જ તારૂં હિત સમાએલું છે. વિરેન્દ્રે રક્ત નેત્રે કહ્યું.

" વિરેન્દ્રસિંહ અપમાન થાય છે." કાળસિંહે કહ્યું.

" કાળસિંહ સર્વનું આ તલવારથી સન્માન થનાર અને થાય છે." વિરેન્દ્રે ક્રોધથી કહ્યું.

" ઓહ વિરેન્દ્રસિંહ પરિણામ ગંભીર આવશે તેથી વિચારીને બોલો." કાળસિંહે કહ્યું.

" આજે તારો પણ અંત મ્હારી આજ્ઞા ઉલંઘવાથી આવશે અને વિરેન્દ્રસિંહે કરેલી પ્રતિજ્ઞાની પુર્ણાહુતિની શરૂવાત થશે." વિરેન્દ્ર કુમારે કહ્યું.

" એમ છે તો થાવ તૈયાર." કાળસિંહે કહ્યું. આ શબ્દો સાંભળતાં વિરેન્દ્ર ઉશ્કેરાયો, યુદ્ધની શરૂઆત થઇ. " મારો મારો " ના અવાજો થવાં લાગ્યા કાળસિંહ અને વિરેન્દ્રબંને સામસામી લડવા લાગ્યા. તે સમયે તે વ્યક્તિ-

એ યુવક અને યુવતીને મુક્ત કર્યા. તેઓ પણ સૈનીકોની તલવારો પડાવી લઢવા લાગ્યાં.

વિરેન્દ્રકુમારે લાગ જોઈ કાળસિંહના ઘોડાને સંહાર્યો. કાળસિંહ નીચે પડયો, વિરેન્દ્રે પોતાની તલવાર ઉગામી તેથી કાળસિંહ કંપવા લાગ્યો. આ જોઈ વિરેન્દ્ર બોલ્યો.

ઓ પાપી, આજે તારા ખુનથી પ્રતિજ્ઞાની પુર્ણાહુતી થાય છે. રાજ્યનો મહા શત્રુ વિદાય થાય છે, બસ આ વિરેન્દ્રનું હૃદય આનંદથી ઉછળે છે. હવે તું આ લોકનો ત્યાગ કરી પરલોકમાં ચાલ્યો જા. કહી તલવારનો ફટકો વિરેન્દ્રે માર્યો. ધડથી મસ્તક જુદું થઈ ગયું. તે લઈબોલ્યો.

"કાળસીંહ જોયો વિરેન્દ્રનો ચમત્કાર". આજ્ઞાનું ઉલંઘન કરવાનું પરિણામ. કહી દીવાનાની માફક હસ્યો અને દોડયો. સર્વે કોઈ તેને જોઈ રહ્યા. કાળસિંહના મૃત્યુથી જીવતા રહેલા સૈનિકોએ હથીઆરો સોંપી દીધાં. પછીથી વ્યક્તિએ તે યુવક ને યુવતીને પરીચય માટે પુછયું, એટલે યુવકે કહ્યું.

"મારૂ નામ શુરસિંહ છે. અને મારી સાથે જે રમણી છે ત્હેનું નામ......................

"દીવ્યપ્રભા છે" રમણીએ કહ્યું.

વ્યિક્તએ તે સર્વને લઈ ચાલવા માંડયું અલ્પ સમયમાં તેઓ તેજ વનમાં અદ્રશ્ય થઈ ગયા અવાજોથી ગાજી રહેલું જંગલ પુનઃ શાંત થઈ ગયું વ્હાલા વાંચક તું જલદીથી પગ ઉપાડ અને દિવાના વિરેન્દ્રની પાછળ પડ.

# તૃતીય પરીચ્છેદ

## વિષધર વ્યાળ.

પાઠક અજયસિંહ વિજયાને લઈ ક્યાં ગયો તે હવે જોઈએ.

ઉધાનમાંથી ઉપાડી અજય પોતાના ગૃહે નહી જતાં વનના રસ્તે ચાલ્યો અલ્પ સમયમાં આપણે પ્રથમ જ્યાં બેઠેલા જોયા હતા, તે સ્થળે આવ્યો ને શિલાને હઠાવી દીધી તો તે સ્થળે ભોંયરા જેવું જણાયું તેજ ભોંયરામાં વિજયાને લઈ ઉતરવા લાગ્યો. જેમ જેમ તે નીચે ઉતરતો તેમ તેમ પગથીઆ આવતા જતા અલ્પ સમયમાં તે એક ચોગાનમાં આવી પહોંચ્યો ત્યાં પ્રકાશ પુર્ણ રીતે વિસ્તાર પામેલો હતો. તે સ્થળે આવી વિજયાને નીચે મુકી.

હવે આપણે જોઈએ કે અજયે આમ શા માટે કર્યું તેણે પિતાને મારવાનું વચન આપ્યું હતું ને તે બદલ વિજયાને મેળવવાનું નક્કી કર્યું હતું તેમ છતાં શા માટે ઉપાડી લાવ્યો.

અજય વચન આપી પોતાના મ્હેલે આવ્યો આકાશમાં ચંદ્રદેવ ક્યારના ઉગી ગયા હતા.

તે પ્રકાશમાં અજય શાંત બેસી રહયો હતો. હૃદયમાં અવનવા વિચારો આવવા લાગ્યા પોતાના કર્મનો પસ્તાવો

થવા લાગ્યો તેટલામાં વિજયાના વિચાર આવવા લાગ્યા, મોહપાશમાં જકડાવવા લાગ્યો. અંતે બોલ્યો.

વિજયા વિજયા ત્હારા રૂપનો હું દીવાનો બન્યો છું ત્હારા માટે ન કરવાના કાર્યો કરવા તત્પર થયો છું, છતાં તું તો દયાજ કરતી નથી. હવે કયારે ત્હારા પ્રેમનો પ્યાલો પાઇશ, કયારે અધરામૃતનું પાન કરાવીશ.

દિલદાર ત્હારા વિના આ રંગમહેલ ખાવા ધાય છે. સુખશય્યા અગ્નિ સમાન ભાસે છે. હું કયાં જઉ અને ત્હને કેવી રીતે મળું હય હય વિજયા ત્હેં તો મને દિવાનો બનાવ્યો છે. મ્હારી શુદ્ધી બુદ્ધી ત્હેં હરી લીધી છે.

ઓ શયતાનસિંહ શું તમે મ્હને વિજયા સાથે હસ્ત મેળાપ કરાવી આપશો. મ્હારા જીવનને સુખમય બનાવાં આપશો ? અરે હું ભુલું છું શયતાનસિંહ કદાપિ પણ મ્હારી ઇચ્છા પૂર્ણ કરનાર નથી સદા આશા આપી નિરાશ કરશે ”

અજયસિંહ શાંત થયો. અને શય્યામાં પડયો. નિદ્રા દેવી ત્હેના પર કોપાયમાન થઇ હોય તેમ જણાયું. સમસ્ત રાત્રિ વિચારમાં વિતાડી. પ્રભાતે તે ઉઠયો અને વિજયાને કોઇ પણ પ્રકારે પોતાના તાબામાં લાવવા વિચાર કર્યો. પછીથી શું થયું તે આપણે જાણીએ છીએ.

બીચારી વિજયા. શયતાનસિંહની પુત્રી વિજયા. અજયસિંહની સાથે પૃથ્વીના ઉકાણમાં ઉતરી પડી. ત્હેણીનો

અવાજ પણ કોઇ સાંભળી શકે તેમ નહતું.

અજયસિંહ વિજયાના મુખ સ્હામે જોઇ બોલ્યો.

વિજયા. પત્ર મ્હારી પાસેથી લેતી વખતે આપેલું વચન યાદ આવે છે. ?

"અજય. વીરા અજય. શા માટે સતાવે છે ? હું કદાપિ પણ ત્હારે તાબે થનાર નથી. ત્હારી ઇચ્છા કદાપિપણ પુર્ણ કરનાર નથી. હું તો વિરેન્દ્રની છું. વિરેન્દ્રની હતી અને વિરેન્દ્રનીજ થઇશ તે સમયે મારા પિતાને મૃત્યુના મુખમાંથી બચાવવા માટેજ મેં વચન આપ્યું હતું તેથી અજય. મ્હારી આશા હવેથી ત્યાગી દે." વિજયાએ અજયસિંહને કહ્યું.

"વિજયા. વિજયા. હું કદાપિપણ ત્હને છોડનાર નથી. આ ઉપવનની સહચરી બનાવવા માટેજ ત્હને આ ગુપ્ત સ્થળે ઉપાડી લાવ્યો છું." અજયસિંહે વિજયાને કહ્યું.

"અજયસિંહ. યાદ રાખજો કે હું સયતાન સિંહની પુત્રી છું વિરેન્દ્રની ધર્મ પત્નિ છું." વિજયાએ અજયસિંહને કહયું.

"વિજયા. શયતાનસિંહ આ રાજયનો માલિક છે. પૃથ્વીને ધમધમાવનાર છે. ત્યારે હું ત્હેમનોજ સહચર છું. હું તેમની પડખે રહી પૃથ્વીને ધમધમાવું છું. વિરેન્દ્ર તો

મહારાજાનો કટ્ટો શત્રુ છે. તે બળવાન છે ત્યારે હું ક્યાં ત્હેનાથી ડરૂં તેવો છું. વિરેન્દ્રનો નાશ આ હસ્તેજ થનાર છે." તેથી ત્હેને મળવાની ઇચ્છા ત્યાગી દે જે. અજયસિંહે વિજયાને કહ્યું.

" અજયસિંહ. શા માટે પાપાચારમાં પ્રવૃત થાય છે. શા માટે વ્યર્થ આ માનવદેહ ગુમાવે છે. વિજયા તું અનેક યત્નો કરીશ છતાં પણ ત્હારી થનાર નથી તે નથીજ આ દેહ વિરેન્દ્રને અપાઇ ચુકયો છે. તેનાપર મારી માલીકી નથી તેનો માલીક વિરેન્દ્ર છે માટે અજયસિંહ વધુ ન સતાવ માટે હું આજ સ્થળે એકલી પડી રહીશ મ્હારા ભાગ્ય પર આધાર રાખી વિરેન્દ્રના નામની માળા જપ્યા કરીશ " વિજયાએ અજય સિંહને કહ્યું,

" વિજયા વિરેન્દ્રને ભુલી જા અને ત્હેના ઠેકાણે મ્હને હૃદયમાં સ્થાપ. ત્હેના પ્રેમને ભુલી જા અને મ્હારા પ્રેમને સ્વિકાર. હઠ છોડી દે. હું રાત્રિ દીવસ ત્હારૂંજ ચિંતન કરૂં છું. ત્હારી પાછળ દીવાનની માફક ભટકું છું. " અજયસિંહે વિજયાને કહ્યું.

" અજય, અજય, હું કહું છુ કે તું ચાલ્યો જા નહીતો પરીણામ વિપરીત છે. સતિને સતાવી કોઇએ સાર કાઢયોજ નથી. " વિજયાએ અજયસિંહને કહ્યું.

" વિજયા.

જાદુ ભર્યું છે અંગમાં જાદુ ભર્યું છે મુખડું
જાદુ ભર્યું છે સ્તનમાં, જાદુએ હર્યું મુજ ચિતડું
વાણી મહીં જાદુ દીસે, નયનોમાં જાદુ છે ખરે
તું પુતળી છે જાદુ તણી, હું ત્હારો દીવાનો ખરે

બસ વિજયા આ નયનો જ્યાં જ્યાં નાખું છું ત્યાં ત્યાં તારીજ પ્રતિમા જોઉં છું ત્હારૂંજ પ્રફુલિત મુખડું જોઉં છું. તો પછી તને છોડી કેવી રીતે જાઉ ? અજયસિંહે વિજયાને કહ્યું.

" અજય જેટલું તું મારૂં ચિંતન કરે છે તેટલુંજ જો તું પ્રભુનું સ્મરણ કરીશ તો તારો ઉદ્ધાર થશે. નર્કના ધામમાંથી મુક્ત થઈ સ્વર્ગમાં જઈશ. વળી પર સ્ત્રી મનુષ્યને નર્કમાં લઈ જનાર છે મે નર્કની સાક્ષાત ખાંણ છે. માટે મોહ છોડ.

નર્ક કેરા ધામને દેનારી નારી છે ખરે
અપયશ આપી દુઃખ દેનારી નારી છે ખરે
ગયા છે વીરો યમ સદનમાં નારી કેરે કારણે
થયા છે દુઃખી પુરા નારી કેરે કારણે

માટે અજય મ્હારાથી દુર થા મ્હારો સ્પર્શ કરી અપવિત્ર તથા ત્હારા ભાવિને ભયંકર ન બનાવ " વિજયા એ અજયસિંહને કહ્યું.

" વિજયા તું મ્હને છેતરી રહી છે. નારી નર્કની ખાણ નથી પણ રત્નની ખાણ છે.

ફરશુ—રામ પાકયા નારીના ઉદર થકી.
કૃષ્ણ જન્મીયા જગતમાં, નારીના ઉદર થકી.
થયા છે શુરવીર પુરા જન્મ્યા તે નારી થકી.
સ્વર્ગ વીરો સર્વે પામીઆ છે નારીના થકી.

વિજયા તું મ્હને સમજાવી શકે તેમ નથી કહે વિરેન્દ્ર કુમાર કે જેની તું પ્રસંશા કરે છે. જેને તું ત્હારો ગણે છે. તે કયાંથી ઉત્પન્ન થયો છે ? અજયસિંહે પુછ્યું.

" અજય અજય ત્હારૂં બોલવું મિથ્યા છે. સાંભળ.

રાવણ હણાયો છે સ્ત્રી કેરે કારણે
દુર્યોધન મરાયો છે સ્ત્રી કેરા કારણે
થયાછે પાયમાલ ઘણા સ્ત્રી કેરા કર્મથી
અંતે પામ્યા છે નાશ સ્ત્રી કેરા કર્મથી

સમજ ભલાભાઇ સમજ હાથે કરી મરવા તઇયાર તથા સુખ સૂર્યને ઉગતો ન અટકાવ " વિજયાએ કહ્યું.

" વિજયા મ્હારે તાબે થવું છે કે નહી ? આ પ્રશ્ન અંતિમ છે ત્હારા જીવનનો આધાર ત્હારા જવાબ પર છે.

કરીશ મ્હારી તુજને જાણજે તું વિજયા
નથી છોડનારો હું તું જાણજે ઓ વિજયા
ભલે આકાશ અવનિપર પડે તથાપિના છોડુ
ભલે ચુકે ઉગવું સુર્ય ચંદ્ર તથાપિ ના છોડુ.

ત્હને આ સ્થળે રાખી છે તે મ્હારી બનાવવા માટેજ આ અજય દઢ પ્રતિજ્ઞા છે. બોલ્યું મિથ્યા જવા દેતો નથી

તેથી તે કદાપિ ત્હને છોડનાર નથી. અજયસિંહે કહ્યું

"અજય હું કદાપિ મ્હારો ટેક છોડનાર નથી ત્હારે તાબે થનાર નથી.

નહી કદાપિ સિંહણ શિયાળથી ડરશે.
વીર કેશરી કદાપિ ગજરાજને નહી મુકશે
પડતા પિંજરે કદાપિ તૃણ તે નહી ખાશે;
સતિ વિજયા ત્હારી કદાપિ નહિ થાશે.

ઓ અધર્મી આ વિજયાને ત્હારી કરતાં રકતોની નદીઓ વહેશે હજારો સ્ત્રીઓ પતિ વિનાની થશે હજારો પિતાઓ પુત્ર વિનાના અને પિતા વિનાના પુત્રો થશેહી" વિજયાએ કહ્યું.

વિજયા વિજયા ચયતાનસિંહ પાસે તારી માંગણી કરીશ જો નહી માનશે તો સર્વ બાજી ઉથલાવી નાંખીશ પાયમાલ કરીશ બસ આ જીવનમાં વિજયા કદાપિ પણ દુર થનાર નથી.

વિજયા કેરા નામથી હૃદય ચમકે છે.
ભેટવાને તેહને હૃદય હરખે છે;
નાખીને પાશા સદાએ વિજયી પુરો હું બનું
સંહારવાને સર્વને વિષધરવ્યાળ હું બનું.

હમણાં હું જાઉં છું વિચાર કરી મુક જે કહી અજયસિંહ ચાલ્યો ગયો. વિજયા એકલી પડી. વિરેન્દ્રના નામનો ઉચાર કરતી આમથી તેમ ટહેલવા લાગી.

# ચતુર્થ પરીચ્છેદ.

## ( રંગમાં ભંગ. )

મધ્યાનનો સમય થયો છે, સૂર્યનારાયણનો ઉગ્રતાપ સર્વને પીડી રહયો છે.

આ સમયે રામપુરમાં આવેલો દરબારમો ઓરડો મનુષ્યોની મેદનીથી ભરાઈ ગયો છે. સર્વની દૃષ્ટિ પ્રવેશ દ્વાર તરફ છે. કેમકે હજી મહારાજા શયતાનસિંહ આવ્યા નથી.

થોડાજ સમયમાં તોપોના અવાજો થવા લાગ્યા. મ્હારાજા પધારે છે. તેવી ખબર આપવામાં આવી. મુખ્ય ભાયાતો. નગ્રના પ્રતિષ્ટિત ગૃહસ્થો ત્હેમને લેવા માટે સ્હામા ગયા.

મ્હારાજાના ઝબ્બાને ઉચકી અજયસિંહ પાછળ પાછળ પ્રવેશદ્વારમાં દાખલ થયો સભામાં વીરાજેલા સર્વ મનુષ્યો માન આપવા ઉભા થયા. નમન કર્યું શયતાનસીંહ તેમને અવલોકયા પણ નહી પરંતુ પોતાના સીંહાસન પરબેઠો. પ્રજાજનો તેમજ દરબારી વર્ગે પણ સ્થાન લીધું.

દરબારના ઓરડામાં અનેક મનુષ્યો હોવા છતાં પણ શાંતીજ દૃષ્ટીગોચર થતી હતી. તે શાંતીનો ભંગ એકાએક વિજયાની સખીઓના આવવાથી થયો. સખીઓના મૂખપર ઉદાસીનતા જોઇ શયતાનસીંહે પૂછ્યું.

"છોકરીઓ, આજે ત્હામારા મુખપર ઉદાસીનતા શાથી છવાઇ ગઈ છે. વળી વીજયા દેવી કયાં છે ?"

"મહારાજા ગજબ થયો ગજબ થયો અમારા કર્મ ફુટી ગયા છે. અને તેથીજ અમારા મુખપર ઉદાસીનતા છવાઈ ગઈ છે." સખીઓએ કહયું.

"છોકરીઓ શું થયું છે તે સત્વરે જણાવો. શયતાન સીંહે જાણવાની આતુરતાથી પુછયું.

"મહારાજા. આજે અમે ઉદ્યાન માંગયા હતા, ત્યાં કુંવરીબાના કહેવાથી પુષ્પો વીણવા ગયા થોડીજ વારમાં.... સખીઓ આગળ બોલી શકી નહી. આંખમાંથી અશ્રુઓ વ-હેવા લાગ્યા. સખીઓના અપુર્ણ વાકયથી તેમજ અશ્રુપાત કરવાથી શયતાનસીંહ ગભરાયો, અને બોલ્યો.

" પછી શું થયુ. મ્હારી વિજયા પર શું સંકટ આવી પડયુ ? "

" મ્હારાજા અમે સાંભળ્યું "દગો દગો" તેથી અમે દોડયા તો કોઇ કુંવારી બાને ઉપાડી નાસતુ હોય તેમ જણા યુ." સખીઓએ ગદ ગદ કંઠે કહયુ.

" આે હાય મારી વ્હાલી પુત્રી વિજયાનું હર્ણ. આ શાયતાનસિંહની પુત્રીનું હર્ણ કરનાર પાપી કેટલો સમય હવે જીવશે ? આ શાયતાન સિંહ તેના ટુકડે ટુકડા કરી નાખશે પોતાની પુત્રીના અપમાનનો બદલો પુરે પુરો

હેશે. છોકરીઓ તમે જાવ. હું વિજયાની શોધ કરાવું છું પાપીને મ્હારી તિક્ષ્ણ તલવારનો સ્વાદ ચખાડું છું. વિજયા વિજયા તને પાપીએ પૃથ્વીના પડમાં સંતાડી હશે તો ત્યાંથી ખેચી કહાડીશ જો આકાશમાં લઈ દોડયો હશે. તો આકાશ ને અવની એક કરીશ. શત્રુને પાર પહોંચાડીશ ને ત્હને છોડાવીશ. શયતાનસિંહે ક્રોધથી કહ્યું સખીઓ નમન કરી ત્યાંથી ચાલી ગઇ. પ્રજાજનો દયાળુ વિજયાના હર્ણથી દુ:ખી થવા લાગ્યા અજયસિંહ મનમાં હરખાવા લાગ્યો દરબારમાં વિરાજતા સર્વ મનુષ્યોના મુખપર વીષાદ ની છાયા છવાઈ ગઇ. શયતાનસિંહ રક્ત નેત્રે બોલ્યો.

"મ્હારા વફાદાર સરદાર અજય ! તલવાર સજ્જ કર અસંખ્ય મનુષ્યો લઇ પૃથ્વી પર્યટન કરવા તઇયાર થઇજા નરાધમ ને પૃથ્વીના પડમાંથી પકડી લાવ. મ્હારી આંખો તેનુ રકત જોવા આતુર થઈ રહી છે. મારી તલ્વાર ત્હેના મસ્તકને ધડથી જુદુ કરવા તલસી રહી છે. મ્હારૂ હૃદય ત્હેનું ખુન કરવા ઉતાવળ કરી રહ્યું છે.

ભયંકર રામપુરના રાજા શયતાનસિંહની પુત્રીને લઇ જનાર પાપીને પરલોકમાં પહોંચાડવા સાહસીક બન. તારા પરાક્રમના વિજય ડંકા સર્વત્ર વગાડ પછી જો શયતાન-સિંહ કેવી કિંમત કરે છે. મ્હારા નયનો પાસે વિજયાને ઉભી કર ઉઠ, ત્હારી તલવારનો સ્વાદ ચખાડ.

થઇને ભયંકર ખુની, ચમકાવ તારી તલવારને
કરી સંહાર તક્ષ્ણુ તલ્વારથી, અદશ્ય કર પાપીને.
વહાવી રકતની ધારા વગાડ વિજય ડંકાને.
ચઢાવી ચાક પૃથ્વીને બતાવ નરાધમને.
બસ ત્યારેજ મારૂ હૃદય શાંત થસે.

" મહારાજા, શાંત થાવ. આ અજય પૃથ્વીના પડમાંથી ત્હેને પકડી લાવી આપના ચર્ણમાં રજુ કરશે. અને વફા-દારીના કર્મથી પોતાના નામને જગમાં ચમકાવશે અને વિજયા દેવીને આપની દષ્ટી સમક્ષ ઉપાસ્થીત કરશે"

'અજયસિંહે કૃત્રિમ ક્રોધથી કહ્યું.

'વીર અજય. હું જાણું છું કે તું જરૂર મ્હારા હૃદયને શાંત કરીશ. મ્હારી ખોવાએલી વિજયાને પુનઃ લાવી આપીશ. ત્હારી વફાદારીનો વિજય ડંકો સર્વત્ર વગાડીશ.' શયતાનસિંહે શાંતિથી કહ્યું.

અજયસિંહ શયતાનસિંહનો પૂર્ણ વિશ્વાસ જોઇ મલ-કાયો, શયતાનસિંહ અધમ શયતાનસિંહ એટલું પણ ન સમજ્યો કે ત્હેણે વિષધરને દુધ પાઇને ઉછેર્યો છે. અને હજી પણ ત્હેના પર વિશ્વાસ મુકે છે. ખરેખર કહેવત છે 'જેસેકો તેસે મીલે' તેમજ થયું. પોતે જેવો તેવોજ અજય જ્યારે શયતાન વિમળાને દુઃખ આપે ત્યારે પરમેશ્વર અજય પાસે વિજયાને દુઃખ અપાવે ઇશ્વરમો એકજ ન્યાય

છે ને તે સર્વને માટે છે. ત્હેની પાસે તો કોઈ રાય કે રંક નથી. એકજ ત્રાજવે બંનેનો ન્યાય તોળાય છે.

શયતાનસિંહ પોતાના ક્રોધને હજી શાંત કરી શકયો ન હતો. તેટલામાં તો વિમળાની પાછળ ગએલા પહેરીઓ આવી પહોંચ્યા તેઓને જોઈ શયતાનસિંહ બોલ્યો.

"વિમળા કયાં છે?"

"મહારાજા, ગજબ થયો જુલમ થયો" પહેરીઓએ કહ્યું.

" પરંતુ છે શું જલદીથી બકી મરોને વિમળા કયાં છે? શયતાનસિંહે રક્ત નેત્રે કહ્યું.

પહેરીઓ તો શાંતજ રહ્યા આ જોઇ શયતાનસિંહ બોલ્યો.

" છાનામાના કેમ ઉભા છો શું ત્હમારી જીભો કપાઇ ગઈ છે. ત્હમારામાંથી બોલવાની શક્તિ ચાલી ગઇ છે?"

"અંનદાતા, અમે વિમળાબા પાછળ દોડયા તેઓ પણ પૂર જોશથી દોડતા હતા, અત્યંત કષ્ટ સહન કરતાં તેઓ એક ડુંગર પર ચઢયા અમે પકડવા પાછળ દોડયા. અમે નિકટમાં આવી પહોંચ્યા છીએ તે જોઇ તેઓએ પડતુ મુકયુ." પહેરીઓએ કહ્યું.

"નરાધમો વિમળાના ખુનનો જવાબ ત્હમારાથી લેવામાં આવશે. ત્હમે પકડવા ગયા. ત્હમેજ મારી નાખી છે. અથવા તો નસાડી દીધી છે. એક છોકરી કદાપિ

ત્હમારાથી આગળ જઇ શકે નહી. મ્હારા સરદારો. આ નરાધમોના મસ્તકો ઉડાવીદો” શયતાનસિંહે આજ્ઞા કરીકે તરતજ સભાગૃહમાં 'મારો મારો'ના અવાજો થવા લાગ્યા. અલ્પ સમયમાં બીચારા નિર્દોષ પહેરીઓ મૃત્યુને શરણે થયા. શયતાનસિંહના દુઃખનો પારજ ન રહ્યો. તે બોલ્યો.

હાય વિમળા. તું દુનીઆથી ગઇ ?

શયતાનસિંહે આટલા શબ્દો ઉચ્ચાર્યો કે તરતજ વિરેન્દ્રકુમાર ત્યાં આવ્યો. તેણે કાળસિંહના મસ્તકને રૂમાલ માં વિંટાળ્યું હતું. વિરેન્દ્રને જોતાંજ શયતાનસિંહ બોલ્યો.

“ વિરેન્દ્ર ”

“ આ શયતાન મ્હારી વિમળાના ખુની. આજે ત્હારો અંત આવશે. ” વિરેન્દ્રકુમારે ગુસ્સાથી કહ્યું.

“ વિરેન્દ્ર. વિરેન્દ્ર. બોલતા વિચાર કર. વિશેષ જીભ ચલાવીશ તો મૃત્યુને શરણે થઇશ” શયતાને કહ્યું.

“ આ વિરેન્દ્રને મારતા એકતો યમશરણું થયોને બીજા હજી કેટલા થશે.” કહી રૂમાલમાં વિંટાળેલું કાળસિંહનુ મસ્તક શયતાન તરફ નાખ્યું.

શયતાનસિંહે આ મસ્તકને જોયું. કાળસિંહને ઓળખ્યો ને તે સાથે ગભરાઇને બોલ્યો.

"વિરેન્દ્ર કાળસિંહને કોને માર્યો. વળી મ્હારા સૈનિકો ક્યાં ગયા ?"

"કાળસિંહને મારનાર આ વિરેન્દ્ર પોતેજ ત્હારા સૈનિકોને યમલોકમાં પ્રયાણ કરાવ્યું ત્હારા શતરૂઓ ત્હારા ક્રુર પંજામાંથી છટકી ગયા" વિરેન્દ્રકુમારે કહ્યું.

"મ્હારા સરદારો, શું જોઇ રહ્યા છો. કાળસિંહના ખુનીને પકડી ખુન કરો" શયતાનસિંહે આજ્ઞા કરી.

શયતાનસિંહની આજ્ઞા મળતાં વિરેન્દ્ર અને સરદારો વચ્ચે મારામારી શરૂ થઇ ગઈ. મરણીઓ બહાદુર વિરેન્દ્ર શતરૂઓને મારતાં પોતાનું રક્ષણ કરતો તલવાર ફેરવવા લાગ્યો. પણ એકલો ક્યાં સુધી ટક્કર ઝીલે અંતે ઘવાયો. પૃથ્વીપર પડયો સૈનિકો બેશુદ્ધ વિરેન્દ્રને કારાગૃહમાં લઇ ગયા. સભાજનો ચાલ્યા ગયા શયતાનને અજય રહ્યા શયતાને કહ્યું "અજયસિંહ ઠમારાને દુર કર. મ્હારો સહાયક થા વૃથા સમય નહી ગુમાવ.

"પરંતુ મહારાજા પેલું" અજયસિંહે કહ્યું.

મ્હારા વચનમાં વિશ્વાસ રાખ. કહી શયતાન ચાલ્યો ગયો.

# પંચમ પરીચ્છેદ.

## ( ખૂન. )

અજયસિંહ ચીંતાતુર વદને પોતાના મ્હેલે આવ્યો હૃદયપાપકર્મ કરતા ડંખતું હતું. પીતાની હત્યા કરતાં આત્મા અમુઝાતો હતો.

"હાય મ્હારી આવી દશા ? વફાદારી ત્યાગી, નીમક હરામ થયો તેમ છતાં પીન્દ વધ કરવાનો સમય આવ્યો ? હા, ઓ મોહમાયા; હું ત્હારા પંજામાં પુર્ણ સપડાયો છું મ્હારી ઊન્નતીના માર્ગનો ત્યાગ, કરી અવનતિના પંથે વીચર્યો છું. હાય. જે માતપીતાએ પન્યો ઉછેર્યો ત્હેમનોજ અંતઆણુવાનો નીશ્ચય કર્યો ?

ઓ! અજય. લાલચમાં લપટાઇ તેં તારૂં પોતાનુંજ સત્યાનાશ વાળ્યું છે. શયતાનસીંહના દુષ્ટપંજામાં સપડાઇ અધર્મપુર્ણ માર્ગે આગળ વધ્યો છે. અનેક નીર્દોષો સંહાર્યા છે. અનેક રંક બાળાઓના નીસાસા લીધા છે. છતાંપણ સૂખસૂર્ય તો નથી મહાશયો તીમીર વીયોગને વીયોગ થઇ ગયુ. હાય. આ પાપો કોણ ક્ષમા કરશે. આ પાપાત્માનો ઊદ્ધાર કેવી રીતે થશે !"

અજયસીંહ શાંત થયો. અને વીચારે ચઢયો ખરેખર. મનુષ્યપાપ કર્મ કરે છે. ત્યારે આત્મા તેને શીખામણ આપે છે. અનીતીના માર્ગે જતાં અટકાવે છે. છતાંપણ મોહ માયાની લાલચથી. લપેટાએલું મન કદાપી માનતું નથી, અધમ માર્ગે આગળ દોરે છે.

અત્યારે અજયસીંહ પોતાના કરેલા કર્મથી પસ્તાઇ રહયો. આત્મા અને મનનું યુદ્ધ શરૂ થઇ ગયું છે. કુદરતનો નીયમ છે કે નાશવંત વસ્તુ આ પ્રત્યેકને આકર્ષે, જો તે વસ્તુઓથી ન આકર્ષાયતો મોક્ષને પ્રાપ્ત કરે છે. નીર્મળ આત્માપર મલીન મને વીજય મેળવ્યો. અજય ઉશ્કેરાયો. પવીત્ર વીચારો અદ્રશ્ય થઇ ગયા, પશ્ચાતાપ ચાલ્યો ગયો. આત્મા પરાજયી થવાને લીધે શાંતજ રહયો. પુનઃવીકારો ઉત્પન્ન થયા. વીજયા યાદ આવી, રાજસુખયાદ આવ્યું. ભવીષ્યમાં થનાર ઉદય જણાયો. આશાના હીંડોળે હીંચવા લાગ્યો. મુખપરથી ચીંતા અદ્રશ્ય થઇ, હાસ્ય છવાયું. નેત્રો સતેજ થયા પોતાનું કાર્ય પૂર્ણ કરવા તૈયાર થયો.

"કેવા નિર્માલ્ય વિચારો કરતો હતો? જો આવા વિચારો ચયતાનસિંહ જાણેતો મને નક્કી ધીક્કારશેજ કહે. વિજયા નો હસ્ત મારા હસ્તમાં આપતા સંકોચાય. વિજયા :પણ મને ધિક્કારે ભલે આ અજય પોતાના પિતાનું ખુન કરશે તેમના રક્તથી પોતાના હસ્તો રંગશે ત્યારેજ શાંત થશે.

આ સંસાર સ્વાર્થથી પરીપુર્ણ છે. તેમાં કોઇ કોઇનુ સ્નેહી નથી પોતાનો સ્વાર્થ પુર્ણ થતાં તેનો સબંધ તોડી નાખે છે. મારે ને મારા પિતાને શું ? મારો સ્વાર્થ ઉછરવાનો હતો મને તેઓએ ઉછેર્યો મોટો કર્યો હવે સબંધ તુટ્યો મારે તેમની જરૂર રહી નહી હવે હુ તેમનું ખુન કરીશ

પિતા પિતા આ અજય ઉશ્કેરાયો છે તે તમને જરૂર આ લોકમાંથી વિદાય કરશે. બસ તઇયાર થઇ જજો. પર લોકનુ ભાતુ તઇયાર કરી મુકજો આજથી આપણો સબંધ તુટે છે આ અજય આનંદ લુટે છે, પરતંત્રતાની બેડી હવે છુટે છે.

વાંચક જો પુત્રનો પિતા ઉપરનો સ્નેહ શું માતાપિતા પુત્રોને આટલાજ માટે ઉછેરે છે? પુત્રો શુ આ રીજ માતા પિતાની સેવા કરે છે ?

ખરેખર કળયુગે પ્રત્યેકના ચિત્ત આકર્યાં પવિત્ર સબંધ તોડાવ્યા પુત્ર પિતાનુ ખુન કરવા તઇયાર થાય છે. સ્ત્રી પતિનું ખુન કરવા વિચારે છે કયાં ગયો સંસારમાંથી અંધ માતપિતા પરનો શ્રવણનો પ્રેમ કયાં ગયો ભરતનો રામચંદ્રજી પરનો પ્રેમ કયાં ગયો સતિ સાવિત્રિનો સત્યવાનપરનો પ્રેમ ?

મોહમયી નાશવંત સૃષ્ટિ આપસ્વાર્થી થઇ ગઇ જ્યાં સ્વાર્થ હોય ત્યાંજ સ્નેહ હોય, પ્રેમ હોય. ગરજ સરી એટલે સર્વ કોઇ વેરી.

દુનિયા દુનિયા તું કેવા કેવા ગુણોના મનુષ્યોને ત્હારામાં રાખે છે, ચોતરફ દૃષ્ટિ નાંખતાં મનુષ્ય ભૂલાવામાં પડી જાય છે. કંઇ પણ સત્ય જોઇ શકતો નથી પોતાનીજ આંખો પોતાને છેતરે છે.

અજયસિંહે પોતાના પિતાનું ખૂન કરવા નકકી કર્યું એટલામાં નીચેથી અવાજ આવ્યો.

"સરદાર સાહેબ".

અજયસિંહ અવાજ સાંભળી ચમકયો. ને નીચે આવ્યો તો સૈનિક ઉભો હતો, અજયસિંહને જોઇ ત્હેણે નમન કર્યું.

"જયસિંહ શા માટે મ્હને બોલાવ્યો ?" આવેલ સૈનિક કે જેનું નામ જયસિંહ હતું ત્હેને પુછ્યું.

" સરદાર સાહેબ ! મ્હારાજા હમણાંને હમણાં બોલાવે છે." જયસિંહે કહ્યું.

અજયસિંહ આ શબ્દો સાંભળી ગભરાયોને બોલવા લાગ્યો.

મ્હને અત્યારે શા માટે બોલાવ્યો હશે- કાંઇ આફત તો નહીજ આવી હોય." અજયસિંહને વિચાર થયો. પણ

તેટલામાંજ જયસિંહના શબ્દો યાદ આવ્યા તેથી મ્હારાજાના મહેલ પ્રતિગમન કર્યું.

શયતાનસિંહ પોતાના દીવાન ખાનામાં વિચારગ્રસ્ત અવસ્થામાં બેઠો હતો તેવામાં અજયસિંહ ત્યાં આવ્યો ને નમન કર્યું.

શયતાનસિંહે ઇશારાથી અજયને પોતાની સામે બેસવા કહ્યું અજય બતાવેલા સ્થાને બેઠો શાંતિ પથરાઇ ગઇ અલ્પ સમય પસાર થયા પછી મૌનનો ભંગ કરતા અજયસિંહ બોલ્યો.

" મહારાજા આ દાસને કાંઇ આજ્ઞા "

" અજયસિંહ આજના સમાચારો સાંભળતા હૃદય ગભરાઇ જાય છે. વિજયાને કોઇ ઉપાડી ગયુ વિમળા આ દુનીઆના છોડી પરલોકમાં ચાલી ગઇ મારો વફાદાર સર-દાર કાળસિંહ વિરેન્દ્રના હાથે માર્યો ગયો. સૈનિકો પણ અદ્ભુત રીતે નાશ પામ્યા હાથમાં આવેલા શત્રુઓ આબાદ છટકી ગયા. " શયતાનસિંહે ક્યામણું મ્હેરે; કહ્યું.

" મહારાજા સહુ સારૂ થશે કોઇ નરાધમે આપણાને દુઃખી કરવા જાળ બીછાવી છે. તે જાળને પલકમાં આ અજયસિંહ ચીરી નાખશે આપ શાંતિ ધારણ કરો મારા

પર વિશ્વાસ રાખો" અજયસિંહ શયતાનસિંહને આશ્વાસન આપતા હતું.

"અજયસિંહ મ્હારી શાંતી અદ્રશ્ય થઇ ગઇ છે જો ત્હને શાંતિ આપવા ઇચ્છા રાખી હોય તો તારા પિતાને મ્હારી ધર્મપુર પર ચઢાઇ કર શુરસિંહ અને દીવ્ય પ્રભાને પકડી લાવ સુરેન્દ્રસિંહનો સંહાર કર" શયતાનસિંહે અજયસિંહને કહ્યું.

"મહાત્મા આપના પ્રત્યેક આજ્ઞા પાળના આ દાસ બંધાએલ છે તે આપની ઇચ્છા પુર્ણ કરશે હવે કાંઇ આજ્ઞા" અજયસિંહે કહ્યું. "કાંઇ નહી એટલુંજ" શયતાનહિંહે કહ્યું અજયસિંહ નમન કરી ચાલ્યો ગયો પછી શયતાન બોલ્યો.

અજય અજય આ શયતાનને તું ઓળખતો નથી. તે ત્હને પલકમાં પછાડી નાખશે એકજ કાંકરે બે પક્ષી મરાશે-અજય જશે વિરેન્દ્ર જશે બુઠ્ઠો પ્રધાન પણ ચાલ્યો જશે. શયતાન હર્ષિત થયો.

× × × ×

રાત્રિપડી ચુકી હતી. સર્વ કાંઇ શાંત થઇ ગયું હતું આ સમયે અજય પોતાની કટાર લઇ પિતાના ઓરડામાં આવ્યો આ સમયે વૃદ્ધ પ્રધાન શાંત નિદ્રા અનુભવી રહ્યા હતો ત્હેના મુખ પ્રતિ અજયે દ્રષ્ટિ નાંખી હસ્તમાં રહેલી કટાર જમીન પર પડી વિચારો પલટાયા,

"મ્હારે મ્હારા પિતાનું ખુન કરવું ? આ દેહમાં રહેલા આત્મા ! તું ઉડી જા આ નેત્રો ન્હોતી ફુટી જાવ આ બાહુઓ તમે આ શરીરથી દુર થાવ' અજય પોતાના પિતાની મુખ મુદ્રાને અનિમેષ નેત્રે જોઈ રહયો સ્વાર્થનો અગ્નિ પ્રગટયો હસ્તમાં કટાર લીધી અને બોલ્યો.

પિતા, પિતા આ અજયને પાપની ક્ષમા આપજો. આજે પોતાના સ્વાર્થ સારૂ તમારૂ ખુન કરે છે." કરેલી પ્રતિજ્ઞાની પુર્ણાહુતિ કરે છે કહી કટાર પેટમાં ઘોંચી દીધી વૃદ્ધનો આત્મા ચાલ્યો ગયો તે સાથે ભયંકર કીકીયારી અજયે સાંભળી ચોતરફ જોવા લાગ્યો તો જણાવ્યું એક વ્યક્તિ પોતાને મારવા દોડી આવે છે અજય નાઠો ઉપસ્થિત થએલી વ્યક્તિએ તાળીઓનો અવાજ કર્યો તે સાથે જ કૃષ્ણ વસ્ત્રમાં ઢંકાએલા ચાર મનુષ્યો ત્યાં આવ્યા તે વ્યક્તિએ ઇશારાથી વૃદ્ધ પ્રધાનના શબને ઉપાડી લેવા સુચવ્યું એટલે માણસોએ વૃદ્ધ પ્રધાનને ઉચકી લીધા આગળ આવેલી પાછળ વ્યક્તિ તેઓની સાથે ગઇ.

# ષષ્ટં પરીચ્છેદ.

---

## વીરની વીરતા.

વિરેન્દ્રકુમાર અત્યારે કારાગૃહમાં મ્લાનવદને બેઠો છે. ચિંતા ડાકીનીએ તેના પર હુમલા કરવા માંડયા છે. હૃદય અને ક વિચારોથી મુંઝાઇ ગયો છે. ત્યાં શયતાન આવ્યો શયતાનને જોતાંજ અગ્નિમાં ઘૃત હોમાયું. નેત્રો રક્ત થઇ ગયા. દીવનો થયો. ને બોલ્યો.

"ઓ વિમળાના ખુની શું મ્હોડું લઇ મ્હારા સ્હામું ઉભો રહ્યો છે ?"

"વિરેન્દ્ર દીવાના વિરેન્દ્ર આ શયતાનસિંહ વિમળાના મ્હોતથી જરાપણ ગભરાતો નથી ત્હમે દુઃખી કરવા માટેજ ત્હેનો નાશ કર્યો છે" શયતાનસિંહે કહ્યું.

"શયતાન. વિમળા ગઇ સાથે પ્રેમ પણ લેતી ગઇ. ને ત્હારૂં ખુન કરવા કહેતી ગઇ હું જરૂર ત્હેની આજ્ઞાનો અમલ કરીશ તને પરલોકમાં પહોંચાડીશ. પ્રતિજ્ઞાની પુર્ણાહુતિ કરીશ અંતે મરીશ વિરેન્દ્રે કહયું.

"દીવાના વિરેન્દ્ર ! ત્હારૂં બોલવું વૃથા છે. જયા સુધી આ શયતાનસિંહના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તને મુક્ત કરનાર નથી. હું જાણું છું કે તું ભયંકર છે. વધુમાં દીવાનો

છે. કોણ એવો મુર્ખ હશે કે સર્પને છેડી પકડી, છેડી દેશે? કોઇજ નહી. આ શયતાન શત્રુઓને પિડવાનું સારી રીતે તે જાણે છે." શયતાનસિંહે વિરેન્દ્રને કહ્યું.

"ઓ અધમાધમ તું ભલે મ્હનેકારાગૃહમાં પુરીરાખ હું અહીં આ સુખ માનીશ કૃષ્ણચંદ્રના જન્મસ્થાનમાં રહી ત્હેમનું સ્મરણ કરીશ તેઓ મ્હને બચાવશે, ત્હારો અંત આણવા ત્હારી સમક્ષ ઉપસ્થિત કરશે ત્હેં વિષધર૦યાળને છંછેડયો છે, બંધનમાં નાખ્યો છે. પરંતુ યાદ રાખજે કે મુકત થતાંજ ત્હારો અંત આણીશ. અશાંતિને દુર કરી શાંતિનું સામરાજય સ્થપાશે. જો સાંભળ (!) ત્હારો મૃત્યુ ઘંટ સંભળાય છે.તને લેવા યમદુતો આજ્ઞા માગી રહયા છે. અને જો તેઓ પોતાનું સ્થાન છોડી. આ લોક પ્રતિ આવવવા લાગ્યા છે. હવે તઇયાર થઇ રહેજે. મૃત્યુને મળવા વ્યવસ્થા કરી મુકજે." વિરેન્દ્રકુમારે કહ્યું

"વિરેન્દ્ર. તું જે મ્હને બતાવે છે. તે મ્હારા માટે નહી પણ ત્હારા પોતાનેજ માટે. કેમકે અત્યારે તું મ્હારો બંધિવાન છે; હું ત્હારો નાશ કરવા આ સ્થળે આવ્યો છું. યમ હમણાં ત્હને લઇ જશે." શયતાનસિંહે કહ્યું.

"શું મ્હને લઇ જશે? હા. હા. આ વિરેન્દ્રનેજ લઇ જવો જોઇએ, કેમકે મ્હને બ્હાર કહાડે ત્યારેજ ત્હારો અંત લાવવા સમર્થ થાઉં. શયતાન! ત્હારૂં ખુન થશે.

ત્હારી જુલ્મી સત્તાનો અંત આવશે. ત્યારેજ વિરેન્દ્રનો આત્મા આ લોક છોડી પર લોકમાં જશે. તે વિના કદાપિ પણ મૃત્યુને શરણે થનાર નથી. કોઇ પણ મ્હારૂં અનિષ્ટ કરી શકે તેમ છેજ નહી. વિરેન્દ્ર અધમોને સંહારવા જન્મ્યો છે. જ્યારે અધમો નાશ પામશે ત્યારેજ શાંત થશે.

વહાવશે રકતનીધારા, અધર્મીઓ ફેરી.

પ્રજાળશે જુલ્મિ સત્તાને, અધર્મીઓ ફેરી.

બસ તે દિવસે વિરેન્દ્રનો આત્મા કર્તવ્યોમાંથી મુકત થશે. ઋણોમાં થી છુટશે. વિરેન્દ્રસિંહે કહ્યું.

"વિરેન્દ્ર, વિરેન્દ્ર. તું તો દીવાનોજ થઇ ગયો છે. આ વીર શયતાન અસંખ્ય મનુષ્યોથી વિંટાએલો છે. ત્હેનું ખુન તું કેવી રીતે કરશે. જેની હાકથી દેવો પણ ત્રાસે છે. ત્હેને તું કેવી રીતે હરાવશે?" શયતાનસિંહે ગર્વથી પુછયું.

"શયતાન, અભિમન્યુ એકલોજ હતો. છતાં અગણિત મનુષ્યોને કેઠામાં કેવી રીતે માર્યા હતા. અસંખ્ય. તારામાં રહેલો ચંદ્ર કેવો પ્રકાશે છે?" વિરેન્દ્રકુમારે કહ્યું.

"વિરેન્દ્ર. હું કેવો ભયંકર છું તે તું જાણે છે? ન જાણતો હોય તો સાંભળ.

તલ્વાર ચમકાવું તો દેવો પણ ત્રાસતા;

આંખો જો ઉંચી કરૂં તો દાનવો નાસતા.

અવાજ મ્હારો સુણતાં, ધરાજે ધમધમે.

બળ મ્હારૂં અવલોકના. દુશમનો થરથરે.

તો તું એક છોકરો. મ્હારૂં ખુન કરવા વિચારે છે ? શયતાનસિંહે પુછયું.

હા શયતાન હુંજ ત્હારૂં ખુન કરવા વિચારૂં છું. ઓ મુખથી બળ બતાવનારા બાયલા !

જેને તું બાળ જાણે છે તેજ ત્હારો કાળ છે. ત્હને ભયંકર દુઃખ દેનાર વ્યાળ છે." વિરેન્દ્ર કુમારે કહ્યું.

" જો તું વ્યાળ છે તો ત્હને વશ કરનાર હું મદારી છું. તું કાળ છે તો હું કાળનો પણ કાળ છું; ઓ છોકરા તું આટલો બધો ભયંકર હોઇશ તે આજેજ જાણ્યું. ત્હારી શ્હામે ત્હારો કાળ ઉભો છે તેમ છતાં ડરતો નથી ?" શયતાન સિંહે કહ્યું.

" શયતાન ! નામર્દ હોય તેજ ડરે. વીર તો મૃત્યુનો સહચર ગણી હસ્તમાં મસ્તક લઇ પોતાના કર્તવ્યો પુર્ણ કરવા પોતાની પ્રતિજ્ઞાની પુર્ણાહુતિઓ કરવા કર્તવ્ય ક્ષેત્રમાં પોતાના દેહને ઝંપલાવે કર્તવ્યો પુર્ણ કરી જીવિત રહે તો સ્વર્ગ સુખ ભોગવે ને મૃત્યુ પામે તો કીર્તીમાળા પહેરાવવા અપ્સરાઓ જે આતુર થઇ રહી છે ત્હેમની સાથે આનંદ ભોગવે આ વિરેન્દ્ર મરવા માટે સદા તૈયાર જ છે. ત્હેને મૃત્યુનો ભય નથી. મૃત્યુથી તમ જેવા અધર્મીઓ ડરે, કેમકે પોતાના કરેલા કર્મનો જવાબ ત્યાં

આપવો પડશે. છતાં પણ મૃત્યુતો ઝડપ્યા વિના છોડતુંજ નથી. યમરાજ પાસે કરેલા કર્મનો ઇન્સાફ અપાવવા લઇ જાય છે. "વિરેન્દ્ર કુમારે નિડરતાથી કહ્યું.

"વિરેન્દ્ર ! હું નામર્દ છું કે મર્દ છું ત્હેનો સાક્ષાત્કાર ત્હને કરાવી આપું છું. મ્હારી તિક્ષ્ણ તલવારનો સ્વાદ ત્હને ચખાડું છું, આ વીરના કરેલા અપમાનનો બદલો હમણાંજ આપુ છું." બોલતો શયતાન તલવાર તરફ હાથ વાળવા લાગ્યો.

"ઓ બાયલા ! એ તલવાર તિક્ષ્ણ નથી પણ કટાયેલી છે. અધર્મોની તલવારો તિક્ષ્ણ હોવા છતાં પણ ધર્મીઓ પર ચાલતી નથી. મિથ્યા તલવાર કહાડવાનો યત્ન નહી કરતો નહીતો આ કારાગૃહની બહાર જીવતો જનાર નથી." વિરેન્દ્ર કુમારે રક્ત નેત્રે કહ્યું.

"તો શું તુ મ્હારૂં આજેજ અને અહીં આજ ખુન કરીશ ?" ગભરાતા શયતાને કહ્યું.

"હા, હું ત્હારૂં આજે અને હમણુંજ ખુન કરીશ જો તલવાર બહાર કહાડી તો મુવોજ સમજજે." વિરેન્દ્ર કુમારે કહ્યું.

શયતાનસિંહ વિરેન્દ્રના શબ્દે હસ્યો ને મારવા માટે તલવાર કહાડી અને બોલ્યો.

" વિરેન્દ્ર ! હોય શક્તિ તો મ્હારૂં ખુન કર "

" શયતાન ! સંભાળ ત્યારે. હમણાંજ કરી બતાવું છું મ્હારૂં ખુન." કહી વિરેન્દ્રકુમારે પોતાના બંને હસ્તો ભેગા કરી જોરથી જુદા કર્યાં તેજ સાથે હસ્તમાં રહેલી બેડી તુટી ગઈ. શયતાન વિરેન્દ્રની વીરતા જોઈ કંપ્યો અને બોલ્યો.

" છોકરા ! તું ઘણું જ બહાદુર છે "

" આ નાદાન ત્હારો પળકમાં કરૂં છું નાશ "

કહી દોડયો. શયતાન જીવ બચાવવા નાઠો પણ વિરેન્દ્રે પકડી પાડયો. શયતાન ગભરાયો ને બોલ્યો.

" વિરેન્દ્ર ? હજી પણ કહું છું કે જીવવું હોય તો મ્હને છોડી દે. નહીતો ભુ પીતો થઈ જઈશ. "

શયતાનસિંહના શબ્દો સાંભળી વિરેંદ્રકુમાર ખડખડાટ હસ્યો અને બોલ્યો.

" નરાધમ ! અત્યારે ત્હને મારવો યા જીવાડવો તે મ્હારા હસ્તમાં છે. જો હું ધારૂં તો એકજ પળમાં ત્હારો વિનાશ કરી નાખું. "

" શું તું મ્હને મારી નાખીશ ? ના. ના, વિરેન્દ્ર તું મ્હને મારી શકનાર નથી ત્હારા હૃદયમાં દયા છે."

શયતાનસિંહ બોલ્યો.

" વિમળાના ખુની ! મ્હારા હૃદયમાં દયા હતી. તે અદૃશ્ય થઈ ગઇ છે. વિમળાના ખુને ત્હારૂં ખુન કરવા હૃદયને ઉશ્કેર્યું છે. ત્હારા પર એક અંશે દયા કરવા

વિમળાએ કહ્યું હતું તે સમય યાદ આવે છે. પણ આ સમયે તો કોઈ અટકાવનાર નથી. હું ત્હને જરૂર મારીશ અને પછી હું પણ મરીશ.”

કહી વિરેન્દ્રે શયતાનસિંહની તલવાર પડાવી લીધી ને મારવા ચાટે ઉગામી તે સાથેજ ભયંકર અવાજ આવ્યો.

“વિરેન્દ્ર! ઉતાવળ ન કર. અપકાર કરનાર પર ઉપકાર કર. ઇશ્વરને ત્હેનો ન્યાય કરવાદે. ત્હેનો પાપકુંભ ભરતાં આપો આપ ફુટશે.”

“શું છોડી દઉં. દુશ્મનને પ્રબળ થવા દઉં. ના. ના. તે હવે મ્હારાથી નહી બને. હું મારીશજ.”

વિરેન્દ્રે તે વ્યક્તિને કહ્યું.

“વિરેન્દ્ર! હઠ છોડી દે. પાપીને જીવવા દે.”

કહી વ્યક્તિએ વિરેન્દ્રને ઉઠાડયો. ને લઇ ચાલવા માંડયું. શયતાનસિંહ ગભરાતો ગભરાતો નાસવા લાગ્યો.

---

# સપ્તમ પરીચ્છેદ.

---

## અધર્મનો જય.

હવે આપણે રામપુરને વિસારે નાખી ધર્મપુર પ્રતિ પ્રયાણ કરીએ ત્યાંની સ્થિતિ અવલોકીએ

ધર્મપુરમાં ધર્મનોજ અમલ છે. ન્યાય અને શાંતિનું સામ્રાજ્ય ત્યાં વિસ્તાર પામેલું છે. પ્રજા જનો સર્વ સંપ સંપી રહે છે. તેમજ તેવો અમલ સદાને માટે કાયમ રહે તેવી ઇશ્વર પાસે નિરંતર યાચના કરે છે.

રાજા સુરેન્દ્રસિંહ ન્યાયનો અવતાર છે. તેમના હાથ નીચે રાજ વ્યવસ્થા કરનાર મનુષ્યો પણ ન્યાયી અને ધર્મિષ્ટ છે.

આ ધર્મપુર રામપુરથી નાનું છે. પણ શાંતિ ન્યાયામાં તે કરતાં હજારગણુ ઉચ્ચ સ્થિતિમાં છે. રાજા અને પ્રજા શાંતને ચાહનાર છે શાંતિ ભંગથી કંપે છે અન્યાયી અમલથી ત્રાસે છે.

સુરેન્દ્રસિંહ પ્રજાને પોતાના પુત્રવત્ પાળે છે. પ્રજા પણ રાજાને પિતાસમ ગણી પુજ્યની નજરે જુવે છે. તેઓની લાગણી દુઃખાય તેવા કાર્યો કરતાં પાછી પડે છે.

આ સુરેન્દ્રસિંહને એક પુત્ર છે. કે જે અત્યારે તે

વ્યક્તિ પાસે રહે છે, તે કુમાર શસ્ત્રાસ્ત્ર વાપરવામાં નિષ્ણાત છે; ધર્મને ચાહનાર છે. રાજાએ તેને યોગ્ય બનાવવા માટે સારા સારા ઉપદેશકો પાસેથી જ્ઞાન અપાવ્યું છે યુદ્ધ કળામાં પુર્ણ હોંશિયાર બનાવ્યો છે.

આ કુમાર અજયગઢ પરણ્યા છે

અજયગઢ એ રામપુરની બરોબર છે, ત્યાં પુર્વે ન્યાયી અમલથી પુર્ણ શાંતિ હતી રાજા ન્યાયી હતો, પ્રજાપ્રિય હતો.

રાજાને બે પુત્ર અને એક પુત્રી હતી. મ્હોટો પાટવી કુંવર શત્રુઓના કાળજા કંપાવે તેવો છે અને પુત્રીનું નામ દિવ્ય પ્રભા હતું કે જે શુરસિંહ સાથે લગ્નગ્રંથથી જોડાઈ છે.

સમય જતાં સરદારોએ મ્હારાજા સ્હામે બંડ ઉઠાવ્યુ રાજાએ પોતાનાથી થાય તેટલા યત્નો કર્યાં, પરંતુ નિષ્ફળ ગયા. સરદારોએ સર્વેને કેદકર્યાં રીબાવ્યા જ્યારે બંડ થયુ ત્યારે રાજાએ પોતાનો પરાજ્ય થશે તેવું ધારીને દીવ્ય પ્રભાને ધર્મપુર પહોંચાડી દીધી હતી.

હવે આપણે જોઇએ કે શુરસિંહ અને દીવ્ય પ્રભાદેવી રાતે શત્રુઓના પાપી પંજામાં શી રીતે સપડાયાં.

રાયતખસિંહ દીવ્યપ્રભાને મેળવવા ચાહતો હતો. રહેણે

અનેક યત્નો ઉપાડી લાવવા કર્યા, છતાં પણ નીષ્ફળ ગયા અંતે કાળસિંહ નામક સરદારને બંનેને પકડી લાવવા મોકલ્યો. કાળસિંહે સૈનિકો સહ ધર્મપુર પ્રતિ પ્રયાણ કર્યું. થોડાજ દીવસોમાં ધર્મપુરની સાનિધ્યમાં આવી પહોંચ્યા. નગરની બહાર છાવણી નાખી. અને એક દુત સાથે પત્ર મોકલાવ્યો મહારાજા સુરેન્દ્રસિંહ દરબાર ભરી બેઠા છે ત્યાં દુતઆવ્યો ને પત્ર આપ્યો. મહારાજાએ તે પત્ર પ્રધાનને વાંચવા આપ્યો.

રાજાધિરાજા સુરેન્દ્રસિંહ.

લી. રામપુરના મહારાજાધિરાજ

હું મહારાજાની આજ્ઞાથી અહીંયા આવ્યો છું. તેઓઓની આજ્ઞાથી અહીંયા ત્હામારા પુત્ર અને પુત્રવધુને કેદ કરીને લઇ જવાના છે તો આપ તેઓને અમને સોંપી જશો, નહી તો હમારે યુદ્ધની તઇયારીઓ કરવી પડશે. આજ સાંજ સુધી રાહ જોઇશું. વધુ મેળાપથી અથવા રણક્ષેત્રમાં. એજ મીતી મહા સુદ ૮ સંવત. ( ) લી. કાળસિંહ

પ્રધાને પત્ર વાંચ્યો. આ સાથેજ સુરેન્દ્રસિંહ ક્રોધ કરી દુત સ્હામું જોઇ બોલ્યા.

“ જા કાળસિંહને કહેજે કે ધર્મપુરના સૈનિકોએ ચુડીયો નથી પહેરી. તેઓ તમારી ભેટ લેવા તઇયાર છે.”

“ સુરેન્દ્રસિંહજી ત્હમે અમારી સાથે યુદ્ધમાં ઉતરી. સારૂં પરિણામ નહિ જુવો. અમારા લશ્કર પાસે ત્હમારૂં લશ્કર સાગર પાસે ખાબોચીયાં જેવું છે.માટે અમારા મહા

રાજાની આજ્ઞા માન્ય કરીને શુરસિંહ તેમજ દીવ્યપ્રભાને સ્વાધીન કરો. હજારોના જીવ જાનની ખુવારી કરવા તઈયાર ન થાવ" દુતે કહ્યું.

ઓ નરાધમ ત્હારા જીભને આગળ ન ચલાવ. તું દુત થઈ આવેલો છે તેથીજ ત્હારા વાક્યો સહન કરી રહ્યો છું. નહિ તો યમ લોક પ્રતિ પરાયણ ત્હેને કરાવી દેત. જા અત્યારે હું જવા દઉં છું. સમર ક્ષેત્રમાં આ અપમાન બદલો જરૂર લઈશ. ત્હેરા રાઈ રાઈ જેટલા ટુકડા કરીશ. સુરેન્દ્રસિંહે કહ્યું.

"ઠીક છે. જયારે ત્હમારે મરવું છે ત્યારે અમે ત્હમને મારવા માટે તઈયાર છીએ. રણક્ષેત્રમાં તલવારો ચમકશે ત્યારેજ ત્હમે માનશો." કહી દુત ચાલ્યો ગયો.

દુતના શબ્દો સાંભળી સભામાં બેઠેલા ક્ષત્રિઓના રક્ત ઉકળી આવ્યા. મારવા મરવા તઈયાર થઈ ગયા. યુદ્ધની તઈયારીઓ થવા લાગી.

દુત સભામાંથી નીકળી પોતાની છાવણીમાં આવ્યો. અને કાળસિંહે સમાચાર કહ્યા. કાળસિંહ યુદ્ધ કરવાને તઈયારજ હતો. ત્હેને સઈનિકોને તઈયાર રહેવા સુચના કરી.

યુદ્ધની તઈયારીઓ બંને પક્ષોમાં થવા લાગી તે સમયે શુરસિંહ અને દીવ્યપ્રભા ઉદ્યાનમાં આવ્યા.

"દીવ્યપ્રભા કાલે મ્હારે રણે ચઢવાનું છે શત્રુઓનો નાશ કરવાનો છે." શુરસિંહે કહ્યું.

"પ્રાણનાથ મ્હને સાથે લઈ જશો. આ યુદ્ધ મ્હારા માટેજ થાય છે. તો મ્હને તેમાં ભાગ લેવાની શત્રુઓનો સંહારવાની તક આપશો ?" દીવ્યપ્રભાએ પુછયું.

"દીવ્યપ્રભા ત્હારે ત્યાં આવવાની જરૂર નથી.આપણા મનુષ્યો દુશ્મનોને ઘાસની માફક કાપશે રક્તની નદીઓ વહેશે તે ત્હારાથી જોઈ શકાશે નહી. ત્હારો આત્મા દુભાશે. ત્યાં તો પત્થર જેવાં હૃદયનો મનુષ્યજ ઉભો રહી શકે. પ્રિયતમા આ યુદ્ધમાં પાપીઓનો નક્કી અંત આવશે આપણો જયમહાદેવીની કૃપાથી જરૂર થશે."શુરસિંહે દીવ્ય-પ્રભાને કહ્યું.

"પ્રિયતમ મહારી ઘણાજ સમયથી રણરંગ જોવાની ઇચ્છા હતી. તે હવે પુર્ણ થવાનો સમય આવ્યો છે તો ના ન કહો હું તહમારી પડખે રહી શત્રુઓને સંહારીશ. ક્ષત્રાણીનું શુર બતાવીશ, તહમે કહો છો કે ત્હારાથી રક્તની ધારાઓ જોવાશે નહી તો હું કહું છું કે પહેલાની રજપુતાણીઓ શું યુદ્ધ નહોતી કરતી શત્રુઓને સંહારવા રણે નહોતી ચઢતી ?" દીવ્યપ્રભાએ પુછયું.

"પ્રભા. હઠ છોડીદે. હજી ઘણો સમય રણરંગ જો-વાને છે. શત્રુઓના નરાધમોના કાળજા કંપાવવા છે.

ઉતાવળી ન થા આ યુદ્ધમાં હું ત્હને સાથે રાખી શકું તેમ નથી. દુશ્મનો ત્હેને ઓળખે છે. ત્હને લેવા માટે આવ્યા છે. તો દગો રમશે. પારધીના પંજામાં સપડાવું પડશે.” શુરસિંહે કહ્યું.

“વ્હાલા. આદીવ્ય પ્રભા પોતાના સ્ત્રી ધર્મને સારી રીતે જાણે છે. પોતાના ધર્મભંગ સમયે દેહ ત્યાગશે. પણ શિયળ નહી લુટાવે. મ્હારી ચિંતા ન કરશો. મ્હને સાથે આવવા દો. શત્રુઓને મ્હારા હાથ બતાવવાદ્યો. તેઓ પણ જાણશે કે ક્ષત્રીઓ તેમજ ક્ષત્રાણીઓને વશ કરવી તે.....

દીવ્ય પ્રભાને આગળ બોલતી અટકાવી શુરસિંહ બોલ્યો.

“રાણી હું ત્હારા મુખમાંથી તેજ શબ્દો સાંભળવા ઈચ્છતો હતો ખરેખર ત્હારા જેવી સ્ત્રી મને મળી તે બદલ નશિબને ધન્યવાદ આપું છું.”

“વ્હાલા મ્હને યુદ્ધમાં સાથે રાખશોને ?” દીવ્ય પ્રભા પૂછ્યું

“રાણી ! હું.................................”

શૂરસિંહ આગળ બોલે તે પહેલાંજ કાળસિંહ પોતાના થોડા માણસો લઇ ત્યાં આવ્યો.

કાળસિંહ કેવી રીતે અહીંઆ આવ્યો તે આપણે જોઇએ.

જ્યારે શુરસિંહ અને દીવ્ય પ્રભા ઉદ્યાનમાં આવ્યા તે વખતે કાળસીંહનો સઇનીક ફેજે વધાસ રાખવા રહયો હતો તેણે જોયા. વળી એકાંત જોઇ પકડી લેવા વીચાર્યું આથી કાળસિંહને સમાચાર આપ્યા થોડા માણુસો લઇ ત્યાં લઇ ગયો

"બહાદુરો આબંને ને કેદ કરો ?"

"ઓકુર્તાશં અમને કેદ કરતાં તમારે મરવું પડશે" કહી શુરસિંહે તલવારથી ખેંચી. કાળાસીંહે અને તેના માણુસોએ પણ તલવારો ખેંચી. મારામારી થઈ ગઇ. અને ક સ્હામે શુરસિંહ લઢી શકયો નહી આથી ઘવાયો અને પડયો દીવ્ય પ્રભા પણ બેશુદ્ધ થઇ ગઇ કાળસિંહે બંનેને કેદ કરી પોતાની છાવણીમાં આવ્યો પછીથી છાવણી ઉપાડવા વીચાર કર્યો

પ્રભાતમાં તપાસ કરતાં શુરસિંહ તેમજ દીવ્ય પ્રભા ન જણાયા આથી રાજા દુઃખી થવા લાગ્યો.

\+ \+ \+

અજયસિંહ અને સૈનિકો રણુક્ષેત્રમાં આવી ઉભા છે તેવામા સુરેન્દ્રસિંહ પોતના સૈનિકો સહ આવ્યો "હર હર મહાદેવ"ના અવાજો સંભળાવા લાગ્યા બંને પક્ષના સઇનિકો પણ ઉપર જીવ આપી લઢતા રામપુરના સઇન્યો પાસે ધર્મપુરનું સઇન્ય હઠવા લાગ્યું પાપીએ પોતાનો વિજય જોયો આ જોઇ બોલ્યો.

"બહાદુર શત્રુઓ ગામમાં પેસી ન જાય તે સં-ભાળજો જીવતા પકડો અથવા તો મારી નાંખો"

ચોતરફથી સુરેન્દ્રસિંહને લશ્કર સાથે ઘેરી લીધા. સં-ધ્યા સમય થતા થતામાં તો પકડાઈ ગયા. અજયસિંહ હર્ષ પામતો પોતાની છાવણીમાં આવ્યો ને બંદિવાન બનાવી સખ્ત પહેરામાં રાખ્યા. રાત્રિપૂર્ણ થતાં રામપુર તરફ કેદીઓ લઈ ચાલવા માંડ્યું ને નગરની સંભાળ રાખવા એક સરદા-રને મૂક્યો.

---







# આઠમું પરીચ્છેદ.

## ....... મુક્તિ .......

વિજયી અજયસિંહ કેદીઓ સાથે રામપુરમાં દાખલ થયો. આજે ત્હેનુ હૃદય આનંદથી નાચી રહ્યું છે. ભવિષ્યના સુખોમાં ન્હાતી રહ્યું છે,

કેદીઓને લઇ શયતાનસિંહના મહાલય પાસે આવ્યો ને રજા માટે કહેવડાવ્યું શયતાનસિંહ આ સમયે વિચાર વમળમાં ગોથા ખાતો હતો ત્યાં પહેરગીરે આવી નમન કરી કહ્યું

“મહારાજા અજયસિંહજી કેદીઓ સાથે આવ્યા છે ને ઉપર આવવાની રજા માંગે છે.”

“શું અજયસિંહ કેદીઓ સાથે આવેલ છે?” શય-તાનસિંહે આંખો ફાડી પુછ્યું.

“જી મહારાજ સુરેન્દ્રસિંહ તેમજ કેટલા લશ્કરી સીપાઇઓ છે.” પહેરગીરે જણાવ્યું.

“ઠીક સુરેન્દ્ર સાથે ઉપર આવવાની રજા આપ” શયતાનસિંહે પહેરગીરને કહ્યું.

“જેવો મહારાજા ધિરાજનો હુકમ” કહી પહેરગીર નમન કરી ચાલ્યો ગયો અને દ્વાર પાસે આવી બોલ્યો.

"મહારાજા સાહેબે સુરેન્દ્રસિંહ સાથે આપને ઉપર આવવાનું કહ્યું છે"

પહેરગીરના શબ્દો સાંભળી અજયસિંહ સુરેન્દ્રને લઇ ઉપર આવ્યો તે મહારાજાને નમન કર્યું.

"અજયસિંહ ફતેહ કરી આવ્યો ?"

"જી મહારાજ આપની કૃપાંથી ફતેહ અને વિજયી નિવડયો છે" અજયસિંહે કહ્યું.

મ્હારા વફાદાર, ત્હારા અત્યંત શ્રમ બદલ સારૂં ઇનામ મળશે. ભવિષ્યમાં પુર્ણ સુખી થઇશ" ચયનાનસિંહે કહ્યું.

અજયસિંહ કપટમાં ફસાએલો અજયસિંહ સમજ્યો નહી કે પોતાને શું ઇનામ મળનાર છે તે તો સમજ્યો કે વિજયાનો હસ્ત પ્રાપ્ત થનાર છે. તેથી આનંદથી હરખાતો બોલ્યો.

"મહારાજ આ દાસ પર આપની પુર્ણ કૃપા છે તેજ ઇનામ છે અત્યારે જે કોઇ છે તે સર્વ આપની અમિદ્દષ્ટિ થી છે. અને ભવિષ્યમાં જે કાંઇ થશે તે આપની પૂજ્ય કૃપાથી"

"ઠીક" કહી અજયસિંહને બેસવા ઇશારાથી કહ્યું અજયસિંહ નિર્દિષ્ટ સ્થાને બેઠો પછીથી ચયતાનસિંહે સુરેન્દ્ર સ્હામું જોયું તો કંપ્યો સુરન્દ્રના નેત્રો રકત થઇ ગયા હતા અગ્નિ વર્ષી રહયો હતો.

" કેમ સુરેન્દ્ર જોયું તલ્વારનું જોર "
" કેટલો સમય ટકશે તે જોર ?

જુવાની છે દીવાની પાપી ચેતી ચાલજે અંતે બુઢ્ઢાપો છે. પાપી ઇશ્વરને સંભાળજે પાપી યુવાની ચાલી જશે દુઃખનાં ડુંગર આવી ઉપસ્થિત થશે જ્યાંસુધી તલ્વાર પકડવાનું જોર છે. ત્યાંસુધીજ તમારો વિજય તે અંતમાં દુઃખના દરીઆમાં ડુબવાનું છે " સુરેન્દ્રસિંહને કહ્યું.

" શું હું ઇશ્વરને સંભાળું ના ના ઓ બુઢ્ઢા
હસ્તમાં છે તાકાત, દેવોને ડરાવવાને,
તલવારમાં છે જોર સર્વને રડાવવાને

બોલ હવે ત્હારો શું વિચાર છે ? મ્હારી ઇચ્છા પૂર્ણ કરવી છે કે રીબાઇ રીબાઇને મરવું છે ? " શયતાનસિંહે પુછ્યું.

" ત્હારી ઇચ્છા પૂર્ણ કરૂં મ્હારા કુળને કલંકીત કરૂં ? ના. ના, ઓ શયતાન તે કદાપિ નહી બનશે આ જીવ જશે છતાં ટેક નહી છોડશે,

વતોવતું શ્રાસને પાપી છતાં વીર નહી ડગશે
થઇને કલંકીત કદાપિજગતમાં તે નહી ફરશે

મરવું એકજ વાર છે અને તે પણ નક્કી તો પછી શા માટે ડરવુ નરાધમ વર્તાવાય તેટલા જુલમો વતોવ સળગતા અગ્નિમાં નાખી દે, તથાપિ કુળકલંકીત નહી કરૂં પાપ માર્ગ પર પગલું નહી ભરૂં " સુરેન્દ્રસિંહે કહ્યું.

"જુઠ્ઠા વિચારી જે હું ત્હારા પર દયા દર્શાવી રહ્યો છે" શયતાનસિંહે કહ્યું.

"હું ત્હારી દયાને ઠોકરે મારૂં છું" સુરેન્દ્રસિંહે કહ્યું.

"ભયંકર છું જુઓ મહી" શયતાનસિંહે કહ્યું

"નરમાશ છે નામર્દ મહી" સુરેન્દ્રસિંહે કહ્યું.

"જે ત્હારા શબ્દો ત્હારૂં મોત પાસે લાવી રહ્યા છે મૃત્યુ ના મુખમાં ધકેલી રહ્યા છે" શયતાનસિંહે કહ્યું.

"મારૂં મૃત્યુ તો નજીક આવેલું છે પણ સાથે ત્હારૂં પણ સમિપ આવતું જણાય છે" સુરેન્દ્રસીંહે કહ્યું.

"જુઠ્ઠા હમણાંજ તું જોઇ શકશે કે કોનું મોત પાસે આવેલું છે." કહી મારવા માટે તલવાર કાઢી ઉભો થયો કે તરતજ અજયસીંહે કહ્યું.

મહારાજ આપના હસ્ત તે અધમના રક્તથી અપવીત્ર ન કરો તેની પાસે ભયંકર દુઃખો સહન કરાવો ત્હેની દ્રષ્ટી સમક્ષ તેના વફાદારોના શીરચ્છેદ કરાવો પછીથી કારાગૃહની ભયંકર કોટડીમાં ધકેલી દો"

"શાંહબાશ મારા વફાદાર શાહબાશ ઓ સુરેન્દ્ર ત્હારા વફાદાર સૈનિકોના ખતા હાલ જોવા ચાલ" કહી પોતાના સ્થાનેથી આગળ આવ્યો અજય સુરેન્દ્રને લઇ પાછળ પાછળ જવા લાગ્યો.

ચોપુટી નીચે આવી પહેરીગોએ શયતાનસીંહને નમન કર્યું શયતાનસીંહે તે તરફ દ્રષ્ટી નહી નાંખતાં બંધીવાન સાઇનીકો સ્હામું જોયું. ને બોલ્યો.

ત્હમારે સ્વાધીન થવું છે કે આ દુરાત્મા સાથે યમપુરી માં જવું છે. બોલો શું વીચાર છે ?"

" અમો અધમ મરીશું પરંતુ ત્હારાથી નહી ડરીશું અમારા ન્યાયી મહારાજાને દુરાત્મા કહેતાં ત્હારી જીભ તુ ટી કેમ પડતી નથી !" સાઇનિકો બોલી ઉઠ્યા.

" બહાદુરો !" શયતાનસીંહે ગર્જના કરી."

" જી સરકાર " સાઇનીકો તેમજ પહેરીગો એકી અ વાજે બોલી ઉઠ્યા.

" આ અધર્મીઓનો સંહાર કરો. ત્હેમના રક્તની ધાર અહીંયા વહેવડાવો. મ્હારા હૃદયને શાંત કરો." શયતાન સિંહે આજ્ઞા આપી.

આજ્ઞાનો અમલ તરતજ થયો. સાઇનીકોએ તલ્વારો મ્યાનમાંથી ખેંચી કહાડી. બંદીવાન અવસ્થામાં ઉભેલા નિઃ શસ્ત્ર સાઇનીકો પર તલ્વારોના ઘા પડવા લાગ્યો. મહાલયનું મયદાન રક્તથી રંગાઇ ગયું. પાપી રક્ત જોઇ આનંદ પામવા લાગ્યો. અલ્પ સમયમાં વફાદાર સાઇનિકો પોતાના પર થએલા જુલમની ફરીયાદો નોંધાવવા પ્રભુ દરબારમાં પહોંચી ગયા.

મહેલના મયદાનમાં એક તરફ ધડો, મસ્તકો પડેલા રક્તનો પ્રવાહ ચાલી રહ્યો છે. આ દેખાવ પ્રત્યેક હૃદયને કંપાવે. પણ નિર્દોષોના રક્તવિના જન્મેલો પાપી શયતાન આનંદીત થયો અને બોલ્યો.

" સુરેન્દ્ર જો કેવો રક્તપ્રવાહ વહન કરી રહ્યો છે. તેમાં ત્હારા વફાદાર સૈનિકોના મસ્તકો નદીમાં ચાલતી હોડીની માફક કેવા જણાય છે. વફાદાર અજયસિંહ આ દેખાવ કેવો આનંદ મય લાગે છે. ? "

અજય સિંહતો શાંનજ રહ્યો. ત્હેણે રકતાના પ્રવાહ વહેવડાવ્યા હતા. છતાં આ દેખાવ જોતાં ત્હેને હૃદય ધ્રુજ્યું.

"સુરેન્દ્ર મ્હારૂં હૃદય ત્હારૂં પણ ખુન કરવા આતુર થઇ રહ્યું છે આ વહેતા રકત પ્રવાહમાં ત્હારૂં રકત વહેતું જોઇએ તેમ થયા કરે છે. શયતાનને હસતાં હસતાં કહ્યું શયતાનના વચનો સાંભળી શાંતિથી સુરેન્દ્ર સિંહે કહ્યું

મ્હારૂં રકત વહાવ હું મરવા તૈયાર છું. મ્હારા વફાદારો મ્હારી રાહ જોતાં ઉભા છે. "

" સુરેન્દ્ર દીવ્ય પ્રભા મ્હને સોંપી દે. શા માટે ત્હારા રકતને વહાવા તૈયાર થાય છે ? " સુરેન્દ્ર શયતાન સિંહે પુછ્યું.

" ઓ અધમ દીવ્ય પ્રભા તેમજ શૂરસિંહને કાળસિંહ

ત્હારી પાસે લઇ આવેલો છે. ત્હેં ત્હેમને અગોચર સ્થાને સંતાડયા છે. તેમ છતાં મ્હેને દુઃખ આપવા વારંવાર તું ત્હેમના નામનો ઉચ્ચાર કરે છે. ” સુરેન્દ્ર સિંહે શયતાન સિંહને કહ્યું.

“ ઓ સુરેન્દ્ર મ્હારી પાસે તેઓ આવ્યા નથી માર્ગમાંજ ભયંકર જાળ પથરાઈ ગઇ. મ્હારો વફાદાર કાળસિંહ માર્યો ગયો: પકડાએલા પંખીઓ પલાયન થઈ ગયા છે ” શયતાન સિંહે કહ્યું.

“ ઓ શયતાન નિર્દોષો બચી ગયા તે જાણી મ્હને આનંદ થાય છે. હવે હું મરવા તૈયાર છું. તેઓ મ્હારૂં વૈર ત્હારૂં સત્યા નાશ કાઢશે. ”

સુરેન્દ્ર સિંહે કહ્યું.

“ બુઢા ત્હારે મરવુંજ છે કેમ ? શૂ સિંહે અને દીવ્યપ્રભાને નથીજ બતાવવી કેમ ? ”

ક્રોધથી રક્તનેત્રો કરી શયતાન સિંહે કહ્યું.

“ આ અધમ હું જાણતો પણ નથી. કે તેઓ કયાં છે ? ” સુરેન્દ્ર સિંહે કહ્યું.

“ મહારાજા આ બુઢ્ઢાને કાળી કોટડીમાં નાંખો એટલે માની જશે. ” અજયસિંહે કહ્યું.

“ ઠીક સૈનિકો આ બુઢ્ઢાને કારાગૃહની કાળી કોટડીમાં નાખીદ્યો. જુલમમો વધીદ વધારો. બસ લઈ જાવ.”

આજ્ઞા કરી રામતાનસિંહ ચાલ્યો ગયો. સૈનિકો સુરેન્દ્ર સિંહને લઈ ચાલ્યા અજય સિંહે પોતના મ્હેલ પ્રાત પ્રયાણ કર્યું.

પોતાના મ્હેલે આવી પિતાના ખુનથી રંગાએલા ગૃહમાં અજય વિચાર કરતો બેઠો. વિજયા યાદ આવી, પોતાની ફત્તેહના સમાચાર કહેવા જવા વિચાર કર્યો. વિચારને તરતજ અમલમાં મુકયો બેઠા હતો ત્યાંથી ઉઠયો ને વિજયાને જે સ્થળે રાખી હતી તે સ્થળે જવા લાગ્યો.

પાઠક આપણે અજય પહેલાંજ વિજયા પાસે જઇ પહોંચીએ. અને તે ત્યાં શું કરે છે. તે અવલોકીએ.

વિજયા આશ્ચર્યે નિઃશ્વાસ નાખતી એક પત્થર પર બેઠી છે. ત્હેનું પ્રફુલ્લ મુખ અત્યારે કરમાઈ ગયું છે, આંખો ઉંડી ઉતરી ગઇ છે પક્ષો મલિન થઇ ગયા છે.

" વિરેન્દ્ર કુમાર ખરેખર ત્હમારો પ્રેમ ત્યાગી હમે દીધો પિતાના દુષ્ટ કર્મોથી પુત્રી દુઃખી થઈ રહી છે. ત્હને આ ભયંકર સ્થાનમાં કોઇ બચાવી શકનાર નથી. પ્રભુ પ્રભુ ત્હને મ્હારી કાંઇપણ દયા આવતી નથી તું દયાળુ છે. તો મ્હારાપર દયા કરજે " બોલતી વિજયા શાંત થઇ અને ઉંચી જોઇ બોલવા લાગી.

" દયાળુ આદીન બાળાને પાપીના ભયંકર પંજામાંથી ઉગાર મ્હારી પર દયાકર નાથે તજી પણ દીનાનાથ તું ન

તજીશ. મ્હને શક્તિ આપ કે જેથી હું પાપીનો પરાજય કરી શકું મ્હારા પતિવૃતને સંભાળી શકું ”

પ.ટક. પતિવૃત માટે આ રાજપુત્રીની સતી કથા એ પ્રભુને વિનવી રહી છે. પતિવૃત બચાવવા વિનંતિ કરી રહી છે. તો તું ત્હેનું અનુકરણ કર ત્હારા પતિવૃતને સંભાળવા સદા તત્પર રહે,

“ વિરેન્દ્રસિંહ ત્હમે કયાં હશો ત્હમારી શી સ્થિતિ હશે. ત્હમારો નાશ કરવા પાપીઓ સમય શોધી રહ્યા છે.

હે અનાથો નાથ મ્હારા વ્હાલા વિરેન્દ્રને બચાવજો. પાપીઓના પંજામાંથી રક્ષણ કરજો ઓ પિતા, પિતા, ત્હમે શું પ્રેત્યેકનું રકત પિવા જન્મ્યા છો ? ” બોલતી વિજયા શાંત થઇ ગઇ.

જે વિરેન્દ્રે વિજયાને ત્યાગી દીધી છે તેજ વિરેન્દ્ર માટે વિજયા પ્રભુને વિનવે છે ખરેખર સ્ત્રીઓના હૃદય પ્રેમથી ભરેલાજ હોય છે, જેને તેઓ પ્રેમ અર્પે છે. ત્હેની પાછળ પોતાનું જીવન ગુમાવે છે. છતાં પણ ત્હેનો ત્યાગ કરતી નથી ત્હેને મેળવવા સતતયત્નો કર્યાજ કરે છે. છતાં પણ પોતના ટેકને ત્યાગતી નથી. ત્હેના નામ સ્મરણને ભૂલતી નથી. યત્નો કરતાં પાછી પડતી નથી.

વિજયા વિચારમાં ગોથાખાઇ રહી છે. ને સમયે ભને ડરાવતો અજયસિંહ ત્યાં આવ્યો અજયને જોતાંજ વિજયા

ચમકી પોતાનાં પતિવ્રતનું રક્ષણ કરવા તૈયાર થઇ હીંમતને એકઠી કરી.

"વિજયા શું ચાલે છે ?" અજયસિંહે પુછયું.

"સર્વત્ર અંધકાર જણાય છે ?" વિજયાએ કહ્યું.

"વિજયા અંધકાર શાથી ?" અજયસિંહે પુછયું.

"ત્હારા ભયંકર કૃત્યોથી," વિજયાએ કહ્યું.

"વિજયા, વિજયા, તું મ્હારૂં અપમાન કરી રહી છે." અજયસિંહે ક્રોધથી થયું.

"અજય અપમાન થતુ નથી જો અપમાન લાગતું હોય તો ચાલ્યો જા મ્હને વિરેન્દ્રનાં નામની માળા જપવા દે. બસ ત્હેમનાજ નામની દીવાની થવા દે." વિજયાએ અજયને કહ્યું.

"વિજયા ત્હને ખબર છે કે વિરેન્દ્ર શયતાનસિંહના કોપથી કારાગૃહમાં પડયો છે ?" અજયસિંહે પુછયું.

"અજય મ્હારા વિરેન્દ્રનો વાંકોવાળ કોઇ કરી શકનાર નથી તું મિથ્યા ઠરાવી રહ્યો છે. મ્હને પ્રપંચમાં ફસાવી રહયો છે. હું ત્હારા કપટ પૂર્ણ વાકયોથી. કદાપિ પણ છેતરાવું તેમ નથી." વિજયાએ કહ્યું.

"વિજયા હું સત્યજ કહું છું. વિરેન્દ્ર કાળસિંહનું અપમાન કર્યું, તેથીજ ત્હેને કારાગૃહમાં વાસ કરવો પડયો

વળી હું આજે ધર્મપુર પર વિજય મેળવી અહીંઆ આ-વ્યો છું. તો આનંદમાં હૃદયદાન વધારો ક૨" અજયસિંહે કહ્યું.

"હાય વિરેન્દ્રસિંહ શું ત્હમે કારાગૃહમા પડયાં આ પાપી પિતા શા માટે જુલમ કરે છે.

ઓહહાય. પ્રભુ વિરેન્દ્રકુમારને બચાવજો અભાગિણીના સૌભાગ્યચંદ્રને રક્ષજો વિરેન્દ્રકુમાર વિરેન્દ્રકુમા........ર." બોલતી વિજયા ઉભી થઇ ગઇ આંખો રક્ત થઇ ગઇને અજયસિંહ સ્હામું જોઇ બોલી.

"પાપી અજય મ્હારા વિરેન્દ્રને કારાગૃહમાં નાખનાર અજય સંભાળ ત્હારો નાશ કરૂં છું. મ્હારા વ્હાલા વિરેન્દ્રને બચાવવા દોડું છું."

બોલતી વિજયા દોડી અટકીને બોલી.

"વિરેન્દ્રકુમાર ઉભા રહો. નાસો નહી ત્હમારા વિના દુઃખી થાઉં છું." બોલતી દીવાની વિજયા દોડી. પુનઃ અટકીને બોલી,

"વિરેન્દ્રકુમાર" બેશુદ્ધ થઇ પૃથ્વીપર પડી અજય-સિંહ સાવધ કરવા લાગ્યો. અત્યંત શ્રુષાને અંતે વિજયા શુદ્ધિમાં આવી અજયને પોતાની પાસે બેઠેલો જોઇ ઉભી થઇ ગઇ ને બોલી.

"ઓ અધમ ત્હેં મ્હારા દેહને અપવિત્ર કર્યો.

ત્હારા અપવિત્ર હસ્તથી સ્પર્શ કરી મ્હને વિરેન્દ્રના યોગ્ય મટી અટકાવી ચાલ દુર થા.

"વિજયા શાંત થા. જો આમ કરતો માનસિક યાતનાઓ સહન કરવી પડશે. વિરેન્દ્રને તો આ જન્મમાં જોનાર નથી. તેતો કારાગ્રહમાં સડી મરણને શરણ થશે." અજયસિંહે કહ્યું.

અજય અજય મ્હારા વિરેન્દ્રને ત્હમે દાનવ છો તે દયાની મૂર્તિ છે ત્હમે માનવના સ્વરૂપમાં છુપાએલા નરપિશાચ છો." વિજયાએ કહ્યુ.

"વિજયા હું ત્હારા શબ્દેને સહન કરૂં છું તેમ તેમ તું મ્હારૂં વિશેષ અપમાન કરતી જાય છે. યાદ રાખજે કે આ અજય વિના છુટકો નથી." અજયસિંહે વિજયાને કહ્યું.

"ઓ અજય મ્હને ન સતાવ તું ચાલ્યો જા.

ત્હારા મ્હોઢા સ્હામું જોતાં હૃદયમાં ભયંકર અગ્નિ પ્રગટ થાય છે." વિજયાએ કહ્યું.

"વિજયા, ત્હારૂં બોલવું અસ્થાને છે. તું મ્હને અાસ્થાને કાંઇ પણ કરી શકનાર નથી." કહી અજયસિંહ દોડયો. અને વિજયાનો હસ્ત પકડયો વિજયા ગભરાવા લાગી તે સમયે તે મયદાનને બીજે છેડે બે વ્યક્તિઓ કાંઇ વાતચીત કરતી જણાઇ.

આ વ્યક્તિમાં એક કૃષ્ણ વસ્ત્રમાં ઢંકાએલી હતી કે

જે અજયસિંહે પોતાના પિતાનું ખુન કર્યું તે સમયે જણાઇ હતી. અને ત્હેની સાથે વિરેન્દ્રકુમાર હતો.

"વિરેન્દ્રસિંહ સ્હામે શું થાય છે તે જોઇ શકો છો ?" કૃષ્ણ વસ્ત્રમાં ઢંકાએલી વ્યક્તિએ પુછ્યું:

"જોઉં છું. બરાબર જોઉં છું. એક નિચ મનુષ્ય કોઇ અબળાને સતાવી રહ્યો છે." વિરેન્દ્રકુમારે કહ્યું.

"સાંભળો પકડાએલી બાળા શું બોલે છે."

કહી કૃષ્ણ વસ્ત્રમાં ઢંકાએલી વ્યક્તિ શાંત રહી વિજયા પોતાના હસ્તને અજયસિંહના હસ્તમાંથી છોડાવવા લાગી તેમ તેમ અજયવિશેષ બળ કરી દાબતો ગયો ને બોલ્યો.

"મનહરણી. સ્વાધિન થા હું ત્હને આજે છોડનાર નથી."

"ઓ વિરેન્દ્રકુમાર આવો ને બચાવો" વિજયાએ બુમ પાડી.

"વરેન્દ્ર તો ક્યાંએ કારાગૃહમાં સડતો હશે. તે ત્હારી બુમ સાંભળી શકે તેમ તો છેજ નહી."

અજયસિંહે વિજયાને કહ્યું.

વિરેન્દ્રકુમાર. આ બાળા ઓળખાય છે ?" વિરેન્દ્રકુમારે બેદરકારીથી કહ્યુંઃ

"વિરેન્દ્રસિંહ. ત્હમારા પ્રેમમાં મસ્ત બનેલી ત્હમારા

શત્રુ શયતાનસિંહની પુત્રી વિજયા છે. અને આ બળાત્કાર કરનાર શયતાનપુત્ર અજયસિંહ છે. કે જેણે શયતાનસિંહને સહાય્ય કરી રાજ્યને પાયમાલ કર્યું છે. વિરેન્દ્રસિંહ જાવ બાળાને પાપીના હાથમાંથી છોડાવો. ત્હમારા કર્તવ્યને પૂર્ણ કરો.

'મ્હારી વિમળના ખુનીના પક્ષને બચાવું? ના ના તે મ્હારાથી નહી બનશે. વિરેન્દ્ર કુમારે કહ્યું.

ઓ પત્થર હૃદયના વિરેન્દ્ર કુમાર હું કહું છું કે ત્હમે બચાવો હું હું વિમળા તમને શોધી આપીશ વ્યક્તીએ કહ્યું.

"વિમળા ત્હમને શોધી આપીશ" શબ્દો કર્ણે પડતાં ક્રોધે વિરેન્દ્રને જોતાં અજય ગભરાયો. વિજયાને મુકી નાંઠો. જે ઠેકાણે આ વિજયાને કેદ કરી હતી. તે ભોંયરૂં આ અદ્ભુત વ્યક્તીઓની ગુફાની સાથે સંબંધ ધરાવતું હતું તે અજયને ખબર ન હતી તેથીજ બીચારાને આજ નાસવું પડ્યું.

વિજયાએ વિરેન્દ્રને ઓળખ્યો તે સાથે ચર્ણમાં પડીને બોલી.

"વિરેન્દ્ર કુમાર" વિજયા આગળ બોલી શકી નહી. વિરેન્દ્રે કંઠે વળગાડી કહ્યું.

"મ્હારી દેવી—શાંતથા આ વિરેન્દ્ર કુમાર ત્હારો છે"

વિજયાને વીરેન્દ્રની આંખો સ્હામે જોવા લાગી આંખો-માંથી પ્રેમવરસવા લાગ્યો તારા મૈત્રક રચાયું ને પ્રેમમાં મગ્ન બન્યાં.

# નવમ પરીછેદ.

## પાપનુ પ્રાયશ્ચીત્ત.

અજયસીંહ વીજયાને મુકી નાઠો. વીરેન્દ્ર લઇ પલાયન થયો. મનની ઇચ્છા મનમાંજ સમાઇ ગઇ ઘણા સમયથી ધારેલી યુક્તીઓ અદ્રશ્ય થઇ ગઇ પુનઃ અંધકાર છવાઈ ગયો. હવે ભાવી ભયંકર ભાસવા લાગ્યું પોતાના મહાલયમાં રડતો પડયો.

સમસ્ત રાત્રી દરયામાં અને વીચારોમાં ગાળી કરેલા ભયંકર કર્મો સર્વે યાદ આવ્યા હૃદય ડંખવા લાગ્યું આત્મા ઠપકો આપવા લાગ્યો.

પ્રભાત થયુ મનુષ્યોના અવાજો સંભળાવા લાગ્યા હૃદય અશાંત બની ગયું હતુ તે શાંતી શોધતો હતો પણ શાંતી જડતી ન હતી.

સહસ્ત્રરશ્મીએ પોતાનો પ્રકાશ વીરતાથી દીધો હતો અંધકાર નષ્ટ થઇ ગયો હતો. સર્વ કોઇ ઉદ્યમે વળ્યા પરંતુ અજયસીંહનું હૃદય જ્ઞાનશુન્ય થઇ ગયું હતું. ત્હેને તો ઉદ્યમ કરવાનું મન થતુંજ નથી. શું કરે બીચારો!

પોતાની સર્વ ઇચ્છાઓ હવામાં અદ્રશ્ય થઇ ગઇ હતી.

શયતાનસીંહ પોતાના મહેલમાં અત્યારે માનસીક દુઃખ ભોગવી રહ્યો હતો, ત્હેની વિજયા અદ્રશ્ય થઇ ગઇ હતી જેને જોઇ તે સુખી થતો હતો તેને દુઃખમાં પડેલી જોઇ દુઃખી થઇ રહ્યો હતો. નિશ્વાસ નાખતો હતો.. આંખોમાંથી અશ્રુ બિંદુઓ પાડતો હતો.

"વિજયા વિજયા તુ ચાલી ગઇ? હા ચાલી ગઇ., આ અધમ પિતાનો ત્યાગ કરી દુષ્ટ કર્મોથી પરીપૂર્ણ ભરેલા આ વાસનો ત્યાગ કરી ચાલી ગઇ. ત્હારા પ્રત્યેક શબ્દોથી મ્હારી સ્મરણ શક્તી મ્હને દુઃખ આપી રહી છે. ત્હારા શબ્દોને ત્હારીજ હયાતીમાં સમજી શક્યો નહી, હું શુધ્ધ વિચારી શક્યો નહીં અત્યારે તે શબ્દો મ્હને ત્હારી યાદ આપી રહ્યા છે. મ્હને ત્હારી કીંમત દર્શાવી રહ્યા છે.

વિજયા, વિજયા, હવે તું મ્હને ક્યાં મળીશ. મ્હને પુનઃ ક્યારે શિખામણના શબ્દો કહીશ? હાય આ અધમનો ક્યારે ઉદ્ધાર થશે. પોતાના પાપી કર્મો અત્યારે હૃદયપટ પર જણાય છે ઓહ હાય મ્હારૂં શું થશે? મ્હારી વિજયા હવે ક્યારે પ્રાપ્ત થશે?" શયતાનસિંહ વિજયાને સંભાળીને રડી રહ્યો છે

શયતાનસિંહને આજે વિજયાની કીંમત જણાઇ. પોતાની પુત્રીના કયા ગુણોથી પ્રજા આકર્ષાય છે તે આજે

ચમક્યું. વિજયાના વિચારે ભાન ભૂલાવ્યો કમરે લટ-કતી તલવાર મ્યાનમાંથી ખેંચી કહાડીને ક્રોધથી બોલ્યો.

“ઓ વિજયાને હર્ણ કરનાર પાપી યાદ રાખજે આ શયતાનસિંહ ત્હારો નાશ કરશે. ત્હારા કુળનો વિધ્વંશ કરશે પોતાની પુત્રીને અર્પેલા દુઃખનો બદલો ભયંકર રીતે લેશે. બસ ત્યારેજ શાંત થશે.

ઓ વ્હાલી તલવાર તું તે પાપીને સંહારવા તૈયાર થઇ જા. ત્હેં અનેકના રક્ત પિધા છે. તો ત્હેનું રક્ત પિવા ઉત્કંઠિત આ મ્હારા પ્રજળેલા હૃદયને શાંત પાડ.

ઓ અધમ ત્હારો કાળજ ત્હને આ કર્મ કરવા દોરી ગયો છે. આ શયતાનસિંહની તલવારનો સ્વાદ ચાખ-વાજ આ કર્મ કરાવ્યું છે. બસ હવે એકજ વિચાર આ તલવારથી વિજયાના હર્ણ કરનારને પકડી સંહારવો હૃદ-યમાં કરેલી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરવી. વિજયાને સુખી કરવી”

શયતાનસિંહ શાંત થઇ બેઠો, ને વિચાર વમળે ચઢયો, અંતે બોલ્યો.

“બસ અજયને બોલાવું ત્હેનું પણ આજે કામ કહાડી નાંખું. રસ્તામાંથી કંટક દૂર કરૂં પછી વિજયાની શોધ કરૂં”

પુનઃ શાંત થયો અને બ્હાર પાસે જઈ બોલ્યો.

"અરે કોઇ છે હાજર"

"જી મહારાજ" કહેતા પહેરગીરો ઉપર દોડી આવ્યા ને નમન કરી દુર ઉભા રહ્યા. શયતાનસિંહ ત્હેમની સામે જોઈ બોલ્યો.

"શયસિંહ. અજયસિંહને અહીંઆ બોલાવી લાવ. વાર ન કર."

"જેવી મહારાજાની આજ્ઞા" કહી રાયસિંહ ચાલ્યો ગયો. પછીથી બાકી રહેલા પહેરગીરો શ્હામે જોઇ બોલ્યો.

"ત્હમે આસપાસ સંતાઈ જાવ હું બોલાવું કે તરતજ બ્હાર આવો."

સર્વે કોઇ સંતાઇ ગયા. શયતાનસિંહ એકલો પડયો. હવા ખાવા લાગ્યો. નયનો ચમકવા લાગ્યા તે સાથે બોલવા લાગ્યો.

"બસ આજેજ આ શયતાનના ફત્તેહના ડંકા વાગશે, રામપુરનો અજીત રાજા શયતાનસિંહ સર્વ શત્રુઓમાંથી મુક્ત થશે. ઓ અજય. આજે ત્હને ત્હારી વફાદારીનું ઇનામ મળનાર છે. વિજયાના હસ્તને બાલે આ અસિ ત્હને પ્રેમ અર્પશે."

રાયસિંહ શયતાનસિંહના મહેલેથી નીકળી ઝડપથી પગલાં ઉપાડતો અજયસિંહના મહાલય તરફ પ્રતિગમન

કરવા લાગ્યો. આ સમયે અજયસિંહ પોતાના મહાલયમાં દુખને અનુભવી રહયો હતો. ત્યાં આવી રાયસિંહે બુમ પાડી. બુમ સાંભળી અજયસિંહ નીચે આવ્યો રાયસિંહે નમન કર્યું પછી અજયસિંહે ત્હેને પુછ્યું.

" શાથી અહીંઆ તું આવ્યો છે ?"

" સરદાર સાહેબ, મહારાજા આપને હમણાંને હમણાં બોલાવે છે." રાયસિંહે કહ્યું.

" શું મહારાજા હમણાં મ્હને બોલાવે છે ?" અજયસિંહે પુછ્યું.

" હા મહારાજા હમણાંને હમણા બોલાવે છે." રાયસિંહે પુનરપિ અજયસિંહને કહ્યું. અજયસિંહ પોતાના વસ્ત્રો ધારણ કરવા મહાલયમાં ગયો.

અલ્પ સમયમાં વસ્ત્રો અસ્ત્રો ધારણ કરી બ્હાર આવ્યો ને રાયસિંહ સાથે ચાલવા લાગ્યો. ઝડપથી પગલાં ઉપાડતાં મહેલ પાસે આવી પહોંચ્યા, રાયસિંહ નીચે રહયો અને અજય ઉપર ગયો, નમન કર્યું પરંતુ શયતાનતો પત્થરની પ્રતિમાની માફક સ્થિર રહયો. અજય મનમાં બોલવા લાગ્યો.

" નક્કી આજે કાંઇક આવનાર આફતના વિચારમાં બેઠેલ છે. નહિ તો કદાપિ પણ શાંત અને ગંભીર રહેજ નહી." પછીથી બોલ્યો " મહારાજા "

"કોણ અજયસિંહ કે ?" ચમકીને બોલતો હોય તે પ્રમાણે શયતાનસિંહ બોલ્યો.

"જી મહારાજ. આ દાસને કાંઈ આજ્ઞા" અજયસિંહે નમૃતા પૂર્વક બોલ્યો.

"પ્રથમ અજયસિંહ બેસો પછીથી હું કહું તે સાંભળો," કહી બેસવાનું સ્થળ બતાવ્યું. અજય તે સ્થળે બેઠો પછી શયતાનસિંહ બોલ્યો.

"વીર અજય, આજે મ્હારો વિચાર ત્હારી બતાવેલી વફાદારીનું ઇનામ આપવાનો છે બોલ ત્હારે શું જોઇએ છે, જે જોઇયે ત હું આજે ત્હને અવશ્ય આપીશ"

"મહારાજા. મ્હારી બજાવેલી વફાદારી બદલ જે ઇનામ જોઈતું હતું તે આપને કહીજ ચુકયો છું." અજયસિંહે કહ્યું.

"શું વિજયા જોઇએ છે અજયસિહ" પુછયું.

"હા મહારાજા હું વિજયાનોજ હસ્ત ઇચ્છું છું"

"અજય તે હું આપી શકું તેમ નથી કેમકે તે કયાં છે. તે હું જાણુતોજ નથી" શયતાનસિંહે કહ્યું.

"આપ મ્હને હસ્ત લેખ કરી આપો કે વિજયા અજયસિંહને સોંપુ છું" અજયસિંહે કહ્યું અલ્પ સમય પછી તે બોલ્યો.

"મહારાજા જ્યાં તે હસ્ત લેખ કરી મ્હને સોંપ્યો

કે ગફલતજ આપ વિજયાને જોઇ શકશો."

"અજય આતું શું બોલે છે!" શયતાનસિંહે પુછ્યું.

"મહારાજા હું સત્યજ કહું છું" પોતાની વિજયા થઇ ચુકેલી છે તેવું સમજી બોલ્યો.

"શું વિજયાને શોધી કહાડી છે?" શયતાને પુછ્યું.

"જી આ દાસની પાસેજ છે." અજયે ભુલથી કહી દીધું. અજયના આ શબ્દો સાંભળી શયતાન બોલ્યો.

"અજય ત્હને ખબર છે કે મ્હેં એક પ્રતિજ્ઞા કરેલી છે અને ત્હેની આજ પૂર્ણા હુતિ થનાર છે."

"મહારાજ કઇ પ્રતિજ્ઞાની પૂર્ણા હુતિ કરનાર છે? અજયસિંહે પુછ્યું.

"અજયસિંહ ત્હમે જાણુતા નથી? જો ન જાણુતા હોય તો સાંભળો જે મનુષ્ય મ્હારી વિજયાને ઉપાડી ગયો છે ત્હેનું આ સમશેરથી ખુન કરવું" કહી તલવાર બતાવી.

"તો શું મ્હારી વફાદારીનું આજ ઇનામ?" અજયસિંહે ગભરાતા ગભરાતાં પુછ્યું.

"મ્હારા મુકેલા વિશ્વાસનો આજ બદલો?" શયતાનસિંહે પુછ્યું.

અજય સર્વ કાંઇ સમજી ગયો ને બોલ્યો.

"હાય જેટલી મ્હેં ત્હારી નોકરી વફાદારી કરી તેટલીજ જો મ્હારાજા અમરસિંહની કરી હોત તો આ

સમય ન આવતો,"

"અજય ત્હને ખબર ન હતી કે જે મનુષ્ય આવી તું કામ કરે છે, તે મનુષ્ય નથી પણ સર્પનું રક્ત પિનાર દાનવ છે. રંગ કુળને કલકીત કરવા તું તૈયાર થયો તે બદલ ત્હને મ્હોતજ મળશે" શયતાને કહ્યું.

"વીર આમ દગાથી ન મરાય." કહી તલવાર ખેંચી શયતાને સૈનિકોને બોલાવ્યા અજય ગભરાયો. દગો પકડાયો પછીથી શયતાને સૈનિકોને કહ્યું.

"જાવ ત્હેને અહીંથી લઇ જઇ સંહારો."

સૈનિકોએ મસ્તક નમાવી આજ્ઞા સ્વિકારી.

## દશાં પરિચ્છેદ.

### પકડાયાં.

શયતાનસિંહની આજ્ઞાથી સૈનિકો અજયસિંહનો જીવન દીપ બુઝાવવા જંગલ તરફ લઇ ગયા.

જે અજયસિંહને હજારો મનુષ્યો નમતા હતા. તેજ મનુષ્યો અત્યારે મારવા માટે લઇ જાય છે. વીર અજયનું કાયર મત્યુજ નક્કી થઇ ચુકયું તે હવે બચી શકે તેમ હતોજ નહી.

દશાના ચક્કરે ચઢતાં દુઃખી સર્વદા થાતું.
લખ્યું જેમનુ કર્મમાં મિથ્યા નથી થાતું.

ખરેખર આજે અજયસિંહની દશા પલટાઇ ગઇ છે. સર્વ ભવિષ્યના સુખો આજે દુઃખના પહાડ નીચે કચરાઇ ગયાં નફાહારીનો બદલો બરાબર રળ્યો. ભુલથી કરેલા પાપનું પ્રાયશ્ચિત કરવું પડે છે. તો અધમ માર્ગમાં આગળ વધી નિર્દોષોના રક્તો વહાવ્યા તો પ્રાયશ્ચિત કેમ કરવું ન પડે? અજયસિંહને પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા મૃત્યુના મુખમાં હોમાવું પડે છે.

અજયસિંહને બે સૈનિકો ભયંકર જંગલમાં લાવ્યા અને ઘુંટણીએ બેસી જવા કહ્યું અજય જે બીજા પર સત્તા વાપરતો હુકમ કરતો હતો તે આજે એક સૈનિકના તાબે થાય છે. ઘુંટણીએ બેઠો, ને બોલ્યો.

“ હે અખંડાનંદ પરબ્રહ્મ આ જીંદગીમાં ત્હને એક પણ ક્ષણ સંભળ્યો નથી, પાપકર્મોમાં લીન થઇ ગયો હતો. તેજ અજય આજે ત્હારી પાસે આવે છે. પોતાના દુષ્ટકર્મોનો ઇન્સાફ મેળવી નર્કના ભયંકર દુખો સહન કરવા આવે છે.

હાય વિષયાંધપણામાં મ્હારી અમુલ્ય જીંદગી વ્યર્થ ગુમાવી વિજયા ત્હારા શબ્દો સત્ય છે. હું મુઢ તે શબ્દો સમજવા અશક્ત હતો તેથીજ આજે આ દશા પામ્યો છું. વિજયા વિજયા મ્હારા સર્વ અપરાધો ક્ષમા કરજે હું

જાઉં છું. કલંકીત મ્હોઢું કરી પ્રભુ દરબારમાં જાઉં છું. ઓ પિતા, આ પુત્ર આપની પાસે આવે છે.”

“ચાલ થા તઈયાર” સઇનિકે તલવાર ઉંચી કરી કહ્યું.

“ભાઈઓ, હું તઈયારજ છું, મ્હને મારી નાંખી પાપીને આ લોકમાંથી વિદાય કરીદો” અજયસિંહ કહ્યું.

સૈનિકોએ મારવા માટે તલવાર નીચે ઉતારી. તે સમયે વિરેન્દ્ર ત્યાં આવ્યો, ત્હેના હસ્તમાં સમશેર ખુલ્લી હતી. વિરેન્દ્રને જોતાં. સર્વ કંપ્યા. અજયે ઉંચું જોયું. વિરેન્દ્ર જણાયો. વિરેન્દ્રે અજયને ઓળખ્યો.

“વિરેન્દ્રકુમાર આ પાપીને ક્ષમા આપો.” અજયસિંહે નમ્રતાપૂર્વક કહ્યું.

“અજય પાપી અજય આ વિરેન્દ્રના હૃદયમાં દયા છેજ નહી કે જેથી ત્હને ક્ષમા આપે. આ રાજ્ય પાયમાલ કર્યું મ્હારી વિમળાને એક ખિલતા પુષ્પને છુંદી નાખ્યું. વિજયાને દુઃખી કરી. કહે હવે હું ત્હને કેવી રીતે ક્ષમા આપું. મ્હેં આ રાજ્યના પ્રત્યેક નિમકહરામીઓને સંહારવાની પ્રતિજ્ઞા કરી છે. તેની પૂર્ણાહુતિ અવશ્યે આ વિરેન્દ્ર કરશે. મ્હારી રક્તાપિપાસુ સમશેરને શરણે થશે. અજય બળસિંહ ગયો. આજે ત્હારો વારો છે.” બોલતા વિરેન્દ્રના મુખપર સ્મિત છવાયું. હૃદય આનંદીત બન્યું. દીવાનીએ દર્શન દીધું. ભાન ભૂલ્યો રાતા નેત્રો થઈ ગયા. સ્મિત અ-

દ્રશ્ય થઇ ગયું. અજય કંપ્યો.

" અધમો, આલ્યા જાવ નહી તો મૃત્યુને શરણે થશો. આ વીર વિરેન્દ્રરક્ત પ્રવાહ વહેતો જોવા આતુર થઇ રહ્યો છે," વિરેન્દ્રે કહ્યું.

મારવા આવેલા સૈનિકો ચાલ્યા ગયા જંગલમાં અજય અને વિરેન્દ્ર રહ્યા.

" અજય થા તૈયાર વિરેન્દ્ર કરે છે પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ." વિરેન્દ્રે કહ્યું.

" વિરેન્દ્રસિંહ હું મરવા તૈયારજ છું. પણ એક વખત ત્હમારા મ્હોઢેથી કહો કે ક્ષમા આપું છું." અજયસિંહે કહ્યું.

" અજય ક્ષમા શું હું ત્હને આપું ? ના. ના. આ વિરેન્દ્ર કદાપિ ક્ષમા આપનાર નથી. તેતો સર્વમો ભોગજ લેશે. ત્હેનું હૃદય વેરથી સળગી રહ્યું છે. તે ત્હમારા રક્તોથી શાંત થશે." દીવાના વિરેન્દ્રે કહ્યું.

" વિરેન્દ્રસિંહ નિષ્ઠુર ન બનો અપકારપર ઉપકાર કરો. અંત સમયે મ્હને શાંતિ આપો." અજયસિંહે કહ્યું.

" અજય કરૂં છું અપકારપર ઉપકાર" કહી પોતાની સમશેર ઉગામી અજયને મારી અજય તલ્વારના ઘા સાથેજ પૃથ્વીપર પડયો. દીવાનો વિરેન્દ્ર હસતો હસતો ત્યાંથી ચાલવા લાગ્યો. અલ્પ સમયમાં જંગલમાં અદ્રશ્ય થઇ ગયો.

શયતાનસિંહે અજયને લઇ જવાનું કહી વિરામાસન પર બેઠો. તે સાથેજ વિચાર આવ્યો.

"મ્હેં ભયંકર ભૂલ કરી. વિજયા ક્યાં છે તે જાણ્યા સિવાય મારી નાખવા મોકલાવી દીધો." શયતાન શાંત થયો પુનઃ વિચાર આવ્યો.

"તે કહેતો હતો કે મ્હારી પાસે છે, તો નક્કી ત્હેને ત્યાંજ હશે. માટે તપાસ કરાવું." કહી પહેરીને બુમ પાડી. બુમ સાંભળી રાયસિંહ ઉપર આવ્યો ને નમન કર્યું. શયતાનસિંહે રાયસિંહને કહ્યું.

"અજયના મકાને જઇ તપાસ કરકે વિજયા બ્હેન ત્યાં છે કે કેમ?"

"જેવો હુકમ." કહી રાયસિંહ ચાલ્યો ગયો. અલ્પસમયમાં પાછો ત્યાં આવ્યો ને નમન કરી કહ્યું.

"મહારાજા, વિજયા બ્હેન તો ત્યાં નથી."

"ઠીક ચાલ્યો જા." શયતાનસિંહના હુકમને માન આપી રાયસિંહ ચાલ્યો ગયો. શયતાન એકલો પડયો ને દુઃખિત હૃદયે બોલવા લાગ્યો.

"નિચ અજયએ વિજયાને ક્યાં સંતાડી હશે. હવે હું ક્યાં તપાસ કરીશ. કેવી રીતે ત્હેને શોધીશ."

શયતાનસિંહ આ પ્રમાણે વિચારે છે તેવામાં સામવા

ગયેલા સૈનિકો પાછા આવ્યા ને શયતાનસિંહને નમન કર્યું.

"અજયને મારી નાખ્યો?" શયતાને પુછ્યું. "મહારાજ અમે અજયસિંહને મારવા માટે તલવાર ઉગામી એટલામાં વિરેન્દ્રકુમાર ત્યાં આવ્યા ત્હેમની સ્થિતિ ઘણીજ ભયંકર હતી. ત્હેમને જોતાંજ અમારા હુંસ ઉડ્યા. ત્હેમને અમને ચાલ્યા જવાનો હુકમ કર્યો તેથી અમે ચાલવા માંડ્યું. તે પછીશું થયું તે અમે જાણતા નથી." સૈનિકોએ કહ્યું.

"ઠીક મને તે સ્થળે લઇ ચાલો." શયતાનસિંહે આજ્ઞા કરી.

આજ્ઞા થતાંજ સૈનિકો ચાલવા લાગ્યા પાછળ. પાછળ શયતાનસિંહ પણ ચાલ્યો. થોડાજ સમયમાં તેઓ જ્યાં અજયસિંહ પડ્યો હતો ત્યાં આવ્યો. અજયસિંહ રક્તમાં તરબોળ થઇ પડ્યો હતો. ત્હેને શયતાનસિંહે પુછ્યું.

"અજય વિજયા ક્યાં છે? ત્હેરે ત્યાં નથી તો કયે સ્થળે સંતાડી છે?"

અજય દુખથી પિડાતો બોલ્યો.

'શયતાનસિંહ હું અંત સમયે જુઠું નહી બોલું. વિજયા જેની હતી તેની પાસે ચાલી ગઇ."

એટલે અજયથી શયતાનસિંહે પુછ્યું.

'વિરેન્દ્રસિંહ વિજયા દેવીને લઈ ગયા' અજયે કહ્યું શયતાનના શ્રવણે શબ્દો પડતાં પગ પછાડતો હાંતો કચકતો ત્યાંથી ચાલ્યો ગયો,

હવે આપણે જોઇએ કે વિરેન્દ્ર અહીંઆ ક્યાંથી લાવી વિરેન્દ્ર પોતાના આશ્રય દાતાની ગુહામાં આવ્યો. વિરેન્દ્રે વિજયાને પ્રેમમાં નવડાવી. વિજયા પડેલા દુઃખો પ્રેમમાં વિસરી ગઇ આજે એટલે અજયના મૃત્યુને દીવસે બંને આનંદથી ફરતાં ફરતાં ત્યાં આવી પહોંચ્યા, તેટલામાં વિજયાની દ્રષ્ટી અહીંઆ પડી. આ જોઇ બોલી.

"વિરેન્દ્રસંહ જુઓ કોઇ અધમો નિર્દોષને મારી રહ્યા છે, માટે જાવ ત્હેને બચાવો."

વિજયાના શબ્દેથી વિરેન્દ્ર અજયને બચાવવા દોડયો પરંતુ તે જે ધારણાથી આવ્યો હતો તે ખોટી પડી વિજયા તો આ જોઇ રહી હતી ત્હેણે વિરેન્દ્રે કરેલો ઘા જોયો આ સાથેજ ત્યાંથી દોડીને પોતાની ગુફામાંથી ચાર માણસો કેટલાંક પણી અને પાણી લઈ ત્યાં આવી તો પોતાના પિતાને જોયો આથી ગભરાઈ ગઇ. શયતાનસિંહના ગયા પછી વિજયા પોતાના માણસો સાથે અજય પાસે આવી. અજય હજી શુદ્ધિમાં હતો તેણે વિજયા ઓળખી. આંખમાંથી અશ્રુઓ વહેવા લાગ્યા. આ જોઇ વિજયા બોલી.

અજયસિંહ શાંત થાવ પ્રભુ ત્હમને ત્હમારા પાપોની

ક્ષમા આપશે તમારા પાપનું પ્રાયશ્ચિત થઇ ચુકયું છે.” કહી પોતાના માણુસો તરફ ફરી અને બોલી.

“ આ રક્તને ધોઇ નાંખી આ પાંદડા બાંધો.” સાથે આવેલા માણુસોએ કહ્યા પ્રમાણે કર્યું. અલ્પ સમયમાં અજયના મુખપર પ્રેતછાયા છવાઈ ગઈ હાલતો ચાલતો બંધ થઇ ગયો આ જોઇ વિજયા દહન કરવા ઉપડાવી ચાલી ગઇ.

શયતાનસિંહ પોતાના સૈનિકોસહ અપ્રતિ જતો હતો. તેવામાં ગુફાના પ્રવેશ દ્વારપર, કે જયાં અજયે વિજયાને સંતાડી હતી, તે પત્થર પર શૂરસિંહ અને દીવ્ય પ્રભા બેઠા હતા, શયતાને ત્હેમને જોયા આથી બંનેને કડી લેવા જણાવ્યું અચાનક હુમલાથી બંને ગભરાયા દગાખોરોયે બંનેને પકડયા ને ચાલવા માંડયુ, શયતાનસિંહના હૃદયમાં આનંદસાગર ઉછળવા લાગ્યો.

---

## એકાદશ પરિચ્છેદ

### અચળ ટેક.

નિર્દોષ શૂરસિંહ અને દીવ્યપ્રભા પાપીના દગાના ભોગ થઇ કારાગૃહમાં પડયા. હવે શયતાન પૂર્ણ સ્વતંત્ર થયો કોઇ પણ શત્રુ હયાતી ભોગવતો રહ્યો નહીં.

સુરેન્દ્રસિંહ કારાગૃહમાં પુત્ર અને પુત્ર વધૂની ચિંતા કરતાં બેઠા છે. તેવામાં એકાએક શયતાનસિંહ આવ્યો ને બોલ્યો.

"બુઢ્ઢા આ શયતાનની ઇચ્છા પૂર્ણ નહી કરવાથી કેવાં પરીણામ આવે છે. તે જોયું?"

"એ પાપીઆ તું ભલે મ્હને દુઃખી જાણ પણ હું તો અહીંઆ પૂર્ણ સુખી છું. હઝારો ચિંતાઓનો ભારો દૂર કરી ઇશ્વર સ્મરણ સુખેથી કરૂં છું. જ્યારે છુટો હતો, ત્યારે પરમાત્માનું સ્મરણ કરી શકતો ન હતો. મ્હારા આત્માનું કલ્યાણ કરી શકતો ન હતો હવે મારા આત્માની ઉન્નતિ કરવા ઈશ્વર પ્રાર્થના કરૂં છું. પાપી આ કારાગૃહમાં દુઃખ છેજ નહી સુખજ એકલું દૃશ્યમાન થાય છે."

સુરેન્દ્રસિંહે કહ્યું.

"એ બુઢ્ઢા મ્હને ત્હારૂં બોલવું વિચિત્ર ભાસે છે. કારાગૃહમાંથી મુક્ત થવા પ્રત્યેક યત્ન કરે, ત્યારે તું અહીંઆ સુખ માની રહેવા ચાહે છે." શયતાનસિંહે કહ્યું.

"શયતાન જેની કામનાઓ ઇચ્છાઓ પૂર્ણ થઇ નથી. તેઓજ આ કારાગૃહમાંથી મુક્ત થવા ચાહે છે. અને હું સંસારથી વિરક્ત થવા ચાહુ છું. તો પછી હું શા માટે આ સ્થળ છોડી અન્યત્ર જવા વિચારૂં." સુરેન્દ્રસિંહે કહ્યું.

સુરેન્દ્રસિંહના વાકયો સાંભળી શયતાનસિંહનું હૃદય વિચારવા લાગ્યું. જેને તે દુઃખી કરવા ચાહતો હતો. ત્હેને સુખી જોઇ દુઃખ દેવા હૃદય ઉશ્કેરાયું આથી ક્રોધ કરી પાપી બોલ્યો.

" બુઢ્ઢા તું અસત્ય બોલતો હોય તેમ જણાય છે. તું પણ દુઃખી છે. છતાં સુખી હોવાનો ઢોંગ કરી મ્હને છેતેરી રહ્યો છે. તેમ છતાં તું સુખી છે. તો હું ત્હને દુઃખી કરવા વિચારૂં છું."

"પાપી તું મ્હને દુઃખી કરી શકે તેમ છેજ નહી દુઃખ દુનીઆમાં છે. મોહ, માયા, મમતામાંજ દુઃખ સમાએલું છે. આ સ્થળે તેમાંનુ કાંઇ પણ નથી."

સુરેન્દ્રસિંહે કહ્યું.

"બુઢ્ઢા આ કારાગૃહ શું દુનીયાની બહાર છે. ?" શયતાનસિંહે સુરેન્દ્રને પૂછ્યું.

" એ અધમ આ કારાગૃહ દુનીઆમાં છે છતાં તે દુનીઆની બહાર છે. જેમ આત્મા દેહની અંદર છે, ને ત્હેને ઓળખવો કઠણ છે. તે જ્ઞાનથીજ ઓળખાય છે તેમજ આ કારાગૃહ મોહમહી સૃષ્ટિમાં આવેલું છે પણ તેનામાં મોહ, માયા, મમતા કાંઇ પણ છેજ નહી. અહીંની કોઇપણ વસ્તુ મનુષ્યને મોહ પમાડી શક્તી નથી. પણ ઇશ્વરનેજ યાદ કરાવે છે." સુરેન્દ્રસિંહે કહ્યું.

"તો ત્હારી ઇચ્છા મ્હારી આશાને ભંગ કરવાની છે મ્હને દુઃખમાંજ બળતો રાખવો છે?" શયતાનસિંહે સુરેન્દ્રને પુછયું.

"પાપી હું ત્હને વધું શું કહું એક વખત કહી ચુકયોછું.

સુખો ગયા. જીવ જશે પર્વા તેની કરતો નથી;
કલંકીત મુખ કરવા, કદાપિ હું ઇચ્છા ધરતો નથી.

નરાધમ! ત્હારાથી થાય તે કર આ વિર સુરેન્દ્ર પોતાના ટેકથી ચળશે નહી મરશે પણ કલંક શિરે લેશે નહી." સુરેન્દ્રસિંહે કહ્યું.

"ઠીક છે જોઉં છું કયાં સુધી ત્હારો ટેક રહે છે, ત્હારી દૃષ્ટિ સમક્ષ ત્હારા પુત્રનું ખુન કરીશ ત્હારી પુત્ર વધુનું શિયળ નષ્ટ કરીશ." શયતાનસિંહ બોલ્યો.

"ઓ નરાધમ તેઓ વીર બાળકો છે. ત્હારા હસ્તમાં કદાપિ પણ આવનાર નથી, મ્હારૂં વૈર લેવા પોતાનાથી બનતા યત્નો કરશે." સુરેન્દ્રે કહ્યું.

"ઓ બુઢ્ઢા તું ભૂલે છે આ સૃષ્ટિમાં કોઈ પણ વસ્તુ મ્હારે પ્રાપ્ત કરવી અશકય નથી. મ્હારા બાહુ બળથી સર્વ કાંઈ પ્રાપ્ત કરી શકું છું ત્હારા પુત્ર શૂરસિંહને, અને ત્હારી પુત્ર વધુ દીવ્યપ્રભાને કયારનાંયે આવીને બંધિવાન બનાવી દુઃખ દેવાનું શરૂ કરી દીધું છે." શયતાનસિંહે કહ્યું.

"અશક્ય અશક્ય એ નરાધમ ત્હારા હસ્તમાં તે આવવા અશક્ય છે. તું ત્હારી પ્રપંચ જાળમાં મ્હને ફસાવવા યત્ન કરી રહ્યો છે. આ સુરેન્દ્ર કાંઇ મૂર્ખો નથી કે ત્હારી પ્રપંચી જાળમાં ફસાશે. જા ચાલ્યો જા ત્હારૂં શ્યામ મુખ મ્હને બતાવ નહી. ત્હારી છાયાથી હું અપવિત્ર થાઉછું." સુરેન્દ્રસિંહે કહ્યું.

"હમણાંજ હું સત્ય કરી બતાવું છું." કહી શયતાને ત્યાંથી ચાલવા માંડયું.

સુરેન્દ્રસિંહ વિચાર વમળમાં ગોથાં ખાવા લાગ્યો શયતાનસિંહ સુરેન્દ્રના ઓરડામાંથી નીકળી શૂરસિંહના ઓરડા તરફ જવા લાગ્યો.

શૂરસિંહ અને દીવ્યપ્રભા અરસપરસ આશ્વાસન આપી રહ્યાં છે. શયતાનસિંહની ભેટ લેવા તૈયાર થઇ રહ્યાં છે.

"દીવ્યપ્રભા અંતે આપણે પાપીના પંજામાં ફસાયા" શૂરસિંહે દીવ્યપ્રભાને કહ્યું.

પ્રિયતમ પરમાત્મા જે કાંઇ કરે છે તે સારૂંજ કરે છે. જો આપણે આ કારાગૃહમાં ન પડયા હોત તો આ શયતાનનો અંત કયારે આણુતા? દીવ્યપ્રભાએ પુછયું.

"શું શયતાનનો અંત આણુવો છે? એ નાદાન છોકરી જે હઝારો રાજા મહારાજાઓને પોતાના હસ્તમાં રાખે છે. ત્હેને સંહારવો છે?" બોલતો શયતાનસિંહ ત્યાં આવી પહોંચ્યો.

"શયતાન તું આવ્યો ? હું ત્હારીજ રાહ જોતો હતો ત્હને મ્હારૂં પરાક્રમ દેખાડવા આતુર થઇ રહ્યો હતો." શૂરસિંહે શાંતિથી કહ્યુ.

"ઓ છોકરા હવે પરાક્રમ દેખાડવાનો સમય નથી, પરાક્રમ તો તે સમયે દેખાડવાનું હતું. કે જે સમયે ત્હારી આ દશા થઈ." શયતાનસિંહે કહ્યું.

"ઓ અધમ દગાથી ભરેલા શયતાન જો તે સમયે વીરતા જોવા હાથ અજમાવ્યા હોત તો સમજણ પડત કે ક્ષત્રી પુત્રોને આમ પકડાય છે. હજી પણ કહું છું કે છુટો મુકીજો. ત્હને બતાવી આપીશ કે........શૂરસિંહને આગળ બોલતો અટકાવી શયતાનસિંહ બોલ્યો.

"શુરસિંહ નાના છોકરાને સમજાવ, આતો સર્પને સતાવનાર શયતાન છે. જો ત્હારા બળથી અપરિચિત હોત તો કદાપિ પણ દગાના આશ્રય ન લેત હવે હું ત્હને છોડું ? ના ના કદાપિ પણ નહી સિંહને પાંજરામાં પૂરી ભૂખે રાખી છોડનાર પોતાના મ્હોતનેજ આમંત્રણ કરે છે હું મરવા નથી ઇચ્છતો સર્પને મારવા ઇચ્છું છું." શયતાનસિંહે કહ્યું.

"ઓ અધમ કોઇને પણ મારવો યા બચાવવો તે ત્હારા હસ્તમાં છેજ નહી જે સર્વેશ્વરે ધાર્યું હશે તેજ થશે

પાપીઆ, અમારો અંત આણવાની શક્તિ ત્હારામાં છેજ નહીં." શૂરાસંહે કહ્યું.

"છોકરા હમણાંજ બતાવી આપું છું કે ત્હારૂં ખુન કરવું તે મ્હારા હસ્તમાં છે કે નહી" શયતાનસિંહે શૂરાસંહને કહ્યું.

"ઓ અધમ ત્હારી તલ્વાર કેવી રીતે અમારા પર ચલાવે છે. તે હુ જોઉં છું," શૂરસિંહે કહ્યું.

" શાણી દીવ્યપ્રભા આ ગધેડા સાથે મરવું હું ધારૂં છું કે તું યોગ્ય નહીજ ધારે મ્હારૂં કહ્યું માની સ્વર્ગ સુખ ભોગવવાજ તૈયાર હઇશ કેમ?" શયતાનસિંહે પુંછયું.

"ઓ હેવાન હજી તું સતિઓના હૃદયથી અજાણુ છે પોતાના પતિનો સંગ કદાપિ તેઓ છોડતી નથી. તેઓ મ્હારા માટેજ આ કારાગૃહનું સેવન કરી રહ્યા છે. તો કદાપિ પણ તેઓથી દુર થઇ શકુ તેમ નથી." દીવ્યપ્રભાએ કહ્યું.

"જો હું શૂરસિંહને મુક્ત કરૂં તો મ્હારૂં કહ્યું માને?" શયતાનસિંહે પ્રશ્ન પુછ્યો.

"ઓ શયતાન મ્હારા આત્મા ત્હેમના આત્મા સાથે સંલગ્ન થઇ ચુકયો છે તો કદાપિ જુદો થનાર નથી." દીવ્ય પ્રભાએ કહ્યું.

"દીવ્યપ્રભા! માન શા માટે હઠ કરી દુઃખોના ડુંગરો નીચે કચરાય છે. છુંદાય છે." શયતાનાસંહે દીવ્યપ્રભાને પુછયું.

"ઓ અધમ આ દીવ્યપ્રભા મરશે પણ ત્હારે તાબે નહી થશે, પોતાના પતિવૃત ધર્મથી કદાપી નહી ચળશે, તું મિથ્યા ફાંફાં મારી મરશે." દીવ્યપ્રભાએ શયતાન-સિંહને કહ્યું.

"દીવ્યપ્રભા હું બળાત્કાર કરીશ મ્હારા બાહુ બળથી ત્હારા શિયળને નષ્ટ કરીશ." શયતાનસિંહે કહ્યું.

" ઓ નરાધમ તે કરે તે પહેલાંજ ત્હારો પ્રાણ આ લોક છોડી પરલોકમાં ચાલ્યો જશે" શૂરસિંહે કહ્યું.

"ચબાવલા; ચુપ રહે ત્હારી જીભને આગળ ન ચલાવ નહી તો ત્હારૂં ખુન કરીશ." શયતાને કહ્યું.

"શયતાન સમયે આવે જણાશે કે તું મ્હારૂં ખુન કરીશ કે હું ત્હારૂં ખુન કરીશ." શૂરસિંહે કહ્યું.

"દીવ્યપ્રભા આના સ્નેહને ત્યાગી દે રાજ રાણી થવા તૈયાર થઈજા મિથ્યા હઠ ન કર." શયતાનસિંહે સમજાવતા કહ્યું.

"શયતાન મિથ્યા લવારી કરવી છોડી દે ને અહીંથી ચાલ્યો જા." દીવ્યપ્રભાએ કહ્યું.

" દીવ્યપ્રભા તું વીચાર કરી મુકજે ઓ છોકરા તું મરવા તૈયાર થઇ રહજે." કહી શયતાન ચાલ્યો ગયો, દીવ્યપ્રભા અને શૂરસિંહ એકલા પડયાં શૂરસિંહે કહ્યું "અણી ચુકયો સો વર્ષ જીવે."

## દ્વાદશ પરિચ્છેદ.

### વૈરાંધ

" ખૂન ખૂન બસ નરાધમોનું ખુન."

દીવાનો વિરેન્દ્ર પોતાની ગુફામાં બોલી રહ્યો છે વિરેન્દ્ર પાસે એક કૃષ્ણ વસ્ત્રમાં ઢંકાએલી વ્યક્તિ તેમજ વિજયા ઉભા છે. કૃષ્ણ વસ્ત્રધારી વ્યક્તિએ વિરેન્દ્રનો હાથ પકડયો છે.

"વિરેન્દ્રસિંહ શાંત થાવ ત્હમારા દેહમાં રહેલા ક્રોધ શત્રુને સંહારો પછીથી ત્હમારા શત્રુને મારો." કૃષ્ણ વસ્ત્રધારી વ્યક્તિએ કહ્યું.

"ના, ના, હવે શાંતિ મ્હને મળનાર નથી. મ્હને **પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ** કરવા દ્યો, નરાધમોને મારવા દ્યો. મ્હારૂં પોતાનું ખુન કરાવાદ્યો, મ્હારા પિતાના તેમજ મહારાજાના આત્માને શાંતિ આપવાદ્યો." વિરેન્દ્રે કૃષ્ણ વસ્ત્રધારી વ્યક્તિના હસ્તમાંથી પોતાનો હાથ છોડાવવાનો યત્ન કરતા કહ્યું.

"કુમાર ખુન ખુન ન કરો ખુનથીજ ભારતમાતાનું હૃદય દુઃખી થાય છે, તે ત્હમારા જેવા સુપુત્ર પાસે શાંતિની ઇચ્છા રાખે છે ત્યારે ત્હમે ખુન વહાવી અશાંત કરોછો. કાંઇક તો વિચારો." વ્યક્તિએ કહ્યું.

"વિચારવાનું હતું તે વિચારી મુકયું છે. હવે તો મારવું ને મરવું એજ બાકી રહ્યું છે." દીવાના વિરેન્દ્રે કહ્યું.

"વિરેન્દ્રસિંહ ત્હમારે મરવું છે કેમ?" વ્યક્તિએ વિરેન્દ્રને પ્રશ્ન પુછયો.

"હા મ્હારે મરવું છે પણ નરાધમોને મારીને." વિરેન્દ્રકુમારે વ્યક્તિને કહ્યું.

"ત્હમારે મારીને મરવું છે, પણ પાછળ કોઇનું દુ:ખ જોવું નથી કેમ?" વ્યક્તિએ ક્રોધથી કહ્યું.

મ્હારી પાછળ કોઇ પણ દુ:ખી થાય તેમ છેજ નહી આ સૃષ્ટિમાં મ્હારો કોઈ પણ સ્નેહી છેજ નહી." વિરેન્દ્રકુમારે કહ્યું.

"જે દુ:ખી થનાર છે, રડનાર છે, વિરેન્દ્રકુમાર વિજયાનો કોઇ પણ વિચાર આવે છે?" વ્યક્તિએ પુછયું.

"શું વિજયાનો વિચાર હા ત્હેનો વિચાર આવે છે. પરંતુ જ્યાં સુધી વિમળા વિરેન્દ્રને મળી નથી. ત્યાં સુધી વિજયા મ્હારી નથી તે શત્રુ પુત્રી છે." વિરેન્દ્રકુમારે વ્યક્તિને કહ્યું.

"વિરેન્દ્રસિંહ મ્હારા વચનમાં વિશ્વાસ રાખો હું જરૂર વિમળા મેળવી આપીશ." વ્યક્તિએ કહ્યું.

"પણ કયારે? જ્યારે વિરેન્દ્રની અંત ઘડી આવે ત્યારે? આ સંસારમાંથી પરલોકમાં જવા તૈયાર થવું ત્યારે?" દીવાના વિરેન્દ્રે પુછયુ.

"નહી વિરેન્દ્રકુમાર તે સમયે નહિ પણ જ્યાં સુખ સૂર્ય ઉદય થયો કે તરતજ વિમળા મેળવી આપીશ." વ્યક્તિએ કહ્યું

"જ્યારે વિમળા આ દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થશે તે સમયે વિજયા મ્હારી થશે." વિરેન્દ્રે કહ્યું.

"હા, નાથ ત્યારેજ હું આપની થઈશ અત્યારે હું આપના શત્રુની પુત્રી છું, ત્હમારા હૃદયને દુઃખી કરનાર છું." વિજયાએ વિરેન્દ્રને કહ્યું.

"નહી નહી વિજયા તું વિરેન્દ્રસિંહની હતી વિરેન્દ્ર-સિંહની છે અને ભવિષ્યમાં ત્હેમનીજ થઈશ અત્યારે ત્હેમનું હૃદય ત્હારાવડેજ ઉત્સાહિ છે. ત્હને જોઇ વિમળા મેળવવા આતુર થાય છે ત્હારી સેવાથી તેઓ સર્વ કાંઇ કરી રહ્યા છે." વ્યક્તિએ વિજયાને કહ્યું.

"મ્હારી ફરજ છે કે ત્હેમની સેવા કરવી જે સ્ત્રી જગમાં જન્મી પોતાના પતિદેવની સેવા કરતી નથી ત્હેનો અવતાર નકામો છે પોતાના પતિની સેવા બની શકે તેટલી પોતાની જાતેજ કરવી. પતિ એજ સ્વર્ગનું દ્વાર છે પતિ એજ પરમાત્મા છે. જ્યાં સુધી એ ભાવના ભારત દેશની આર્ય રમણી-ઓના હૃદયમાં ઉદ્ભવી નથી ત્યાં સુધી ખરૂં સુખ નથી. સ્વર્ગમાં જવાનો માર્ગ ખુલ્લો નથી." વિજયાએ કહ્યું.

"વિજયા ત્હારા જેવી ભાવના પ્રત્યેક આર્ય રમણી-ઓના હૃદયમાં ઉદ્ભવે તેવી મ્હારી ઇચ્છા છે." વ્યક્તિએ કહ્યું તે સાથે એક અષ્ટ ભુજાદેવી ત્યાં જણાઇ ત્હેનું તેજ પ્રત્યેક હૃદયને નમવા કહી રહ્યું છે. હૃદયમાં ભક્તિ ઉત્પન્ન કરવાનું શિખવી રહ્યું છે. દેવીએ પોતાના બંને હસ્ત લંબાવી કહ્યું.

" તથાસ્તુ "

વિજયા તેમજ વ્યક્તિ દેવીના ચર્ણોમાં પડયા. પછીથી વિજયા બોલી.

માતુશ્રી આપ કોણ છો અને આ આપના બાળકો પર મહદ્ કૃપા શાથી થઈ તે જણાવશો ? "

" બાળિકા જ્યાં ધર્મનો વાસ છે. પવિત્રતાનો વાસ છે. તે સ્થળે મ્હારૂં રહેઠાણ છે. હું સૃષ્ટિને લય કરૂં છું. ઉત્પન્ન કરૂં છું અને પાલન કરૂં છું દેવતાઓ તેમજ મનુષ્યો મ્હને આદ્યશક્તિના નામે ઓળખે છે હું અત્યારે પ્રત્યક્ષ થઇ છું ત્હેનુ કારણ દુનીઆને બતાવી આપુ છું કે જેઓ પતિને પ્રભુ માને છે. ત્હેનાં પાપો કાપી નાખું છું. સ્વર્ગમાં સ્થાન આપું છું. " દેવીએ કહ્યું.

" માતુશ્રી આ વિરેન્દ્રકુમાર આ દશા ભોગવે છે. તો તે દશામાંથી મુક્ત કરવા અનુગ્રહ કરશે"। વ્યક્તિએ દેવીને કહ્યું.

"વિરેન્દ્રકુમારનું હૃદય સત્યને સ્થાપવા આતુર થઇ રહ્યું છે. તેથી તે દીવાનો ભાસે છે. અધર્મને જોતાં, અધર્મીનું નામ સાંભળતાં તે કંપે છે.

ત્હેના વડેજ રામપુરનો ઉદ્ધાર થનાર છે થઇ ચુકયો છે, સુખ અને શાંતિ તેજ પુનઃ લાવશે." દેવીએ કહ્યું.

દેવીનાં વચનો સાંભળી બંનેએ પુનઃ દેવીને નમન કર્યું. દેવીના મુખપર સ્મિત ફરકયું. પોતાના હસ્તો લંબાવી આશિષ દીધી પછીથી ધીમે ધીમે અદૃશ્ય થવા લાગ્યાં. અંતમાં સૂર્યસમ પ્રકાશ જણાયો. તેમાં "ૐ" જણાતો હતો. આ જોતાંજ વિરેન્દ્ર ચમકયો. પૂર્વનું સ્વપ્ન યાદ આવ્યું તે સાથેજ પોતાના સ્થળેથી ખસ્યો, નમ્યો. તિમિરનો નાશ કરતો રૂષિમુનીઓને અત્યંત શ્રમ પછી પણ નહી જણાનાર શબ્દ "ૐ" અદૃશ્ય થઈ ગયો. પુનઃ પૂર્વવત્ થઈ ગયું. બાળાઓ વિરેન્દ્રને એકલો રહેવા દઇ ચાલી ગઈ. વિરેન્દ્રે પોતાની તલ્વાર હાથમાં લીધી અને બોલ્યો.

"બસ અત્યારેજ જાઉં પાપીને અદૃશ્ય કરી શાંતિનું સામ્રાજ્ય સ્થાપું. હવે મ્હને કોઈ રોકનાર નથી. મારીશ મારીશ સર્વને મારીશ ને અંતે હું પોતે મરીશ પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ કરીશ.

ઓ શયતાન અધર્મથી સુખી થએલા શયતાન આજેજ ત્હારો નાશ થશે. હું આવું છું મ્હારી સમશેરનો સ્વાદ ચખાડું છું. વિરેન્દ્ર વિરેન્દ્ર થા તૈયાર જો કોઈ આવી પહોંચશે, તો તારી યુક્તિઓ નિષ્ફળ જશે; પુનઃ આવા સમયની રાહ જોવી પડશે. તલ્વાર થા મ્હારી મદદગાર અનેને શત્રુને કર પાર."

બોલતો વિરેન્દ્ર ગુફામાંથી નીકળ્યો. દોડયો. વિજયા અને વ્યક્તિ વિરેન્દ્ર પાસે આવ્યા. તો વિરેન્દ્ર ન મળે. બંને એકલો મુકી ગયા તે માટે પસ્તાવા લાગ્યા.

વિરેન્દ્ર જ્યારે શયતાનસિંહના મહાલય પાસે આવ્યો ત્યારે રાયસિંહ બેઠો હતો ત્હેણે વિરેન્દ્રને ઓળખ્યો. તે સાથેજ નમન કર્યું. અને અંદર જવાનો માર્ગ આપ્યો.

આ સમયે નભોમંડળમાં શુક્રના તારાની સાથે અન્ય તારકો તિમિરનો નાશ કરવા યત્ન કરી રહ્યા છે, છતાં પણ તિમિરનો નાશ કરી શકતા નથી.

વિરેન્દ્ર શયતાનસિંહના શયનગૃહમાં આવ્યો તો દીપકો મંદ મંદ પ્રકાશી રહ્યા હતા. શયતાનસિંહ નિદ્રાનું સુખ લઇ રહ્યો હતો. આ જોતાંજ વિરેન્દ્રનું મુખમંડળ રક્તવર્ણું થઇ ગયું. તલ્વાર ઉંચી કરી બોલ્યો.

" ઓ અધમ નિર્દોષોને સતાવી સુખે નિંદ્રા તું લઇ

રહ્યો છે. તો તે નિદ્રા અભંગજ રહેશે. આ વિરેન્દ્ર ત્હને હંમેશને માટે ચિરનિદ્રામાં સુવાડશે, અધર્મીનો અંત આણશે.

ઓ પિતા ઓ મ્હારાજા ત્હમારા આત્માને શાંતિ આપવા આપનો પુત્ર વિરેન્દ્ર અધર્મીનો અંત આણે છે. કહી તલ્વાર, મારવા માટે ઉતારી પુનઃ કાંઇક વિચાર આવતાં અટકયો ને બોલ્યો.

"શા માટે ત્હેને ઉંઘતોજ મારૂં ? હું ત્હેને જગાડીશ ત્હેને ભયંકર દુઃખો સહન કરાવીશ." કહી ત્હેનો હાથ પકડી કહ્યું.

જાગ જાગ ઓ મૃત્યુના મહેમાન જાગ આ વિરેન્દ્ર ત્હને મારવા આવ્યો છે."

શયતાનસિંહ જાગ્યો વિરેન્દ્રને જોઇ ચમકયો તે કાંઇ બોલે તે પહેલાંજ તલ્વાર નીચે ઉતરી તે સાથેજ અવાજ આવ્યો.

વિરેન્દ્ર ત્હેને થોડા સમય માટે જીવવા દે ત્હેનો પાપ કુંભ પુર્ણ ભરાઇ જવા આવ્યો છે."

"આપની આજ્ઞા શિરે ચઢાવું છું," કહી શયતાનનો હાથ છોડી દીધો અને બોલ્યો.

"શયતાન હવે ત્હારો અંત નજીકમાંજ છે. આ વિરેન્દ્ર ત્હને સંહારશે." કહી વિરેન્દ્ર ચાલ્યો ગયો, શયતાનસિંહ વિચારે ચઢયો અને બોલ્યો.

"શું તે મ્હને મારવાજ આવ્યો હતો."

## ત્રયોદશ પરિચ્છેદ.

### યુદ્ધનું આમંત્રણ.

રાત્રી પૂર્ણ થઈ ગઇ પ્રભાતનો મધુર પવન સર્વને આનંદ આપી રહ્યો છે, સૂર્ય ભગવાન પૂર્વ દિશાથી સૃષ્ટિનુ પર્યટન કરવા આગળ વધી રહ્યા છે.

શયતાનસિંહને સુખકર કાંઈ લાગતું નથી, હૃદય બળ્યા કરે છે. પૂર્વે કરેલાં પાપ કર્મો પ્રત્યક્ષ જણાય છે. દીવાનાની માફક મહેલમાં તેથી દોડાદોડ કરી મુકે છે. અંતે રાયસિંહને ઉપર બોલાવી કહ્યું. વધસ્થાનમાં સુરેન્દ્ર શુરસિંહ અને દીવ્યપ્રભાને લઈ આવવાનો કારાગૃહ પરના પહેરીઓને હુકમ આપી આવ" રાયસિંહ નમન કરી ત્યાંથી ચાલ્યો ગયો, શયતાનસિંહ વિરામાસન પર પડયો.

રાયસિંહ કારાગૃહ પાસે આવ્યો, ને પહેરો ભરતા પહેરીઓને મહારાજાનો હુકમ કહી સંભળાવ્યો. પહેરીઓએ તે હુકમને શિર સાવંધ ગણ્યો રાયસિંહ ચાલતો થયો ને મહેલે આવી શયતાનસિંહ ને કહ્યું શયતાનસિંહે આયુધો ધારણ કરી વધસ્થાન પ્રતિ ચાલવા માંડયું.

શયતાનસિંહ જ્યારે વધસ્થાને આવ્યો ત્યારે સુરેન્દ્રસિંહને લઇ સૈનિકો ઉભા હતા, એકલા સુરેન્દ્રને જોઇ શયતાનસિંહે પુછયું.

" શૂરસિંહ અને દીવ્ય પ્રભા કયાં છે ? "

"મહારાજા અમે વિચાર્યું કે જો ત્રણેને સાથે લઈ જઈ શું તો તોફાન કરશે તેથી પહેલો આ બુદ્ધાને લાવ્યા છીએ. અને ને બીજા શૂરસિંહ તેમજ દીવ્ય પ્રભાને લેવા માટે ગયા છે."

"ઠીક સારૂં કર્યું" પછીથી સુરેન્દ્ર સ્હામુ જોઈ બોલ્યો.

"બુદ્ધા માનીજા અંતસમય પાસે આવી પહોંચ્યો છે; આજે તું આ લોકમાંથી ચાલ્યો થઈશ જો જીવવું હોય, સુખ ભોગવવું હોય તો........." શયતાનસિહને આગળ બોલતો અટકાવી સુરેન્દ્ર બોલ્યો.

"નરાધમ આ સુરેન્દ્ર મૃત્યુને ચાહશે. પરંતુ કલંકીત નહી થાશે. ત્હારી આશા નિરાશામાં ફેરવાશે સદાને માટે ત્હારે રડતાજ રહેવું પડશે."

"બુદ્ધા તું શું મરવાથી ડરતો નથી. ?" શયતાને પૂછયું.

"ના, હું મરવાથી ડરતો નથી. **જે જગતમાં જન્મે છે નામ ધરાવે છે. ત્હેનો નાશજ થાય છે."** સુરેન્દ્રે કહ્યું.

તેટલામાં શૂરસિંહ અને દીવ્ય પ્રભા લેવા ગયેલા સૈનિકો બંને ને લઈ આવી પહોંચ્યા. સુરેન્દ્રે શૂરસિંહ તેમજ દીવ્ય પ્રભા ને જોયા તે સાથેજ બોલ્યો.

"ઓ પાપીઆ મ્હને મારી નાંખ પણ આ બંને ને છોડી દે ક્રુર કસાઈ જરા દયા લાવ દયા લાવ."

"ઓ બુઢ્ઢા આ શયતાનના હ્રદયમાં દયા છેજ નહી તે તો દરેકના રક્ત વહાવવા જન્મ્યો છે." શયતાનસિંહે કહ્યું.

"ઓ કસાઈ દયા, દયા," રડતાં રડતાં સુરેન્દ્રસિંહે કહ્યું

"ચાલ ચુપ રહે ત્હારા રડવાથી મને કાંઇ પણ અસર થનાર નથી. શયતાન પોતાના નિશ્ચયથી ડગનાર નથી, જો સાંભળ ત્હારી દ્દષ્ટિ સમક્ષ શુરસિંહને મારીશ દીવ્ય પ્રભાના શિયળનો ભંગ કરીશ પછી ત્હારો વારો આવશે ત્હમને દુ:ખી થતાં જોઇ આ શયતાન હરખાશે." શયતાનસિંહે કહ્યું.

"શયતાન શયતાન ત્હારા હ્રદયમાં શયતાને વાસો કરેલો છે જો જરા પણ મનુષ્યનો અંશ હોત તો કદાપિ આ કર્મ કરવા તૈયાર થાત નહીં ઓહ હાય સુરેન્દ્રસિંહ રડતાં રડતાં બોલ્યો.

"ઓ સુરેન્દ્ર અત્યાર સુધી તું ત્હારી ધારણામાં ઠગાયો હતો. આજેજ ત્હને ખાત્રી થઇ કે આ શયતાન માનવ નથી પણ સર્વનો રક્ત પિપાસુ દાનવ છે.

હું ત્હમારૂં લોહી પીશ ત્હમારા ઝીણા ઝીણા ટુકડા કરી શિયાળ કુતરા ગીધ કાગડા સમડી વિગેરેને ભક્ષ આપીશ ઉજાણી આપીશ." શયતાનસિંહે સુરેન્દ્રને કહ્યું.

"ઓ પરમાત્મા આજ ત્હારો ન્યાય ? ધર્મને ચાહનાર દુ:ખ ભયંકર ગર્તામાં સડયા કરે, ત્યારે અધર્મને પ્રચલિત કરનાંર નરાધમ મોજ મઝાહ સુખો માણે હાય પ્રભુ તું

પણ કેવો નિર્દય થઇ ગયો છે ત્હારી કૃપા દૃષ્ટિ અધર્મી પર પડી છે, તેથીજ તેઓ સુખો ભોગવી રહ્યા છે, ધર્મીઓ દુઃખ પામી રહ્યા છે. 'ધર્મીને ઘેર ધાડ.' તે કહેવત ખરી છે, પ્રભુ પ્રભુ." સુરેન્દ્રસિંહ વધુ બોલી શકયા નહી.

"સુરેન્દ્ર આમાં વાંક ત્હારોજ છે જો મ્હારૂં કહ્યું માન્યું. હોત તો કદાપિ પણ આ દશા થાત નહી." શયતાને કહ્યું.

"કોણ પિતા ?" બોલતો શૂરસિંહ સૈનિકોના હસ્તમાંથી છુટી નાઠો આ જોઇ શયતાનસિંહ બોલ્યો.

"સૈનિકો પકડો નાસી જશે તો ત્હમારૂં ખુન થશે."

આજ્ઞા ધારક સૈનિકો દોડયા અને શૂરસિંહને પકડયો. પછી શયતાન બોલ્યો.

"શૂરસિંહ દીવ્ય પ્રભા પરથી ત્હારો હક્ક ઉઠાવી લે હું ત્હને છોડી દઇશ.

"ઓ શયતાન આ શૂરસિંહ મરશે પણ દીવ્ય પ્રભાને ત્હારે સ્વાધીન નહીંજ થવા દે." શૂરસિંહે કહ્યું.

"શૂરસિંહ આ ત્હારી ભયંકર ભૂલ થાય છે." શયતાનસિંહે કહ્યું.

"જે થાય છે. તે સારૂંજ થાય છે." શૂરસિંહે કહ્યું

"છોકરા એકજ ઘાથી ત્હારા ટુકડા થઇ જશે." શયતાનસિંહે કહ્યું.

"જે થશે તે જોયું જશે." શૂરસિંહે કહ્યું

શું તું દીવ્ય પ્રભા પર વિશેષ હક્ક ધરાવે છે?" શયતાને પુછયું.

તેનો જવાબ દીવ્ય પ્રભા પોતેજ આપશે. શૂરસિંહે કહ્યું.

"શું તું મ્હારા કરતાં વિશેષ રૂપવાન છે?

તેનો જવાબ દર્પણ દેશે."

શું તું મ્હારા કરતા વિશેષ બળવાન છે? તેનો જવાબ યુદ્દકમમાં મળશે.

એમ છે તો થા મરવા તૈયાર કહી મારવા માટે તલ્વાર મ્યાનમાંથી ખેંચી કહાડી આ જોઇ દીવ્ય પ્રભા બોલી

"શયતાન દયાકર પ્હેલો ઘા મ્હારા પર કર."

"ચાલ છોકરી વચ્ચેથી દૂરથા". શયતાનસિંહે કહ્યું.

"દીવ્ય પ્રભા હું ત્હારી રાહ જોતો સ્વર્ગના દ્વાર પાસે ઉભો રહીશ પણ પાપી પાસે, કસાઇ પાસે દયા ન યાચ." શૂરસિંહે કહ્યું.

"શયતાન શયતાન જરાતો દયા લાવ." દીવ્ય પ્રભાએ પગે પડતા કહ્યું.

"હજી પણ દૂર નથી જતી" કહી ધક્કો માર્યો બીચારી કારાગૃહના દુઃખથી પિડાએલી બાળા દૂરજઈ પડી પછીથી શયતાન ને મારવા માટે તલ્વાર નીચે ઉતારી તે સાથેજ કૃષ્ણ રંગની વ્યક્તિ જણાઇ શયતાન કંપ્યો વ્યક્તિએ કહ્યું.

"શયતાન, ત્હને મૃત્યુના મુખમાંથી અનેક સમયે બચાવ્યો, છતાં પણ ત્હેં ત્હારા જુલ્મને ન અટકાવ્યો માટે

પ્રભાતે મયદાનમાં આવી જજે ચાલો સુરેન્દ્રસિંહ શૂરસિંહ અને દીવ્ય પ્રભા." ત્રણે વ્યક્તિ પાસે આવ્યા શનતાનસિંહ અને સૈનિકો કાષ્ટના પુતળાની માફક સ્થિર ઉભા રહ્યા વ્યક્તિએ ત્રણેને લઈ ચાલી ગઇ શયતાને પાછળ સૈનિકો દોડાવ્યા છતાં પરીણામ સારૂં આવ્યું નહી શયતાનસિંહ નિસાસા નાખતો મ્હેલે ગયો.



## ચતુર્દશ પરિચ્છેદ.

### રણમયદાન.

પાપી પાછા ફર્યો, હાથમાં આવેલા ત્રણે પંખીઓ છુટીગયા યુદ્ધનું આમંત્રણ પણ આવી ગયું. શયતાનસિંહ ગભરાયો ત્હેના અનેક સરદારો ખપી ગયા હતા લશ્કર પણ પુરતું ન હતું પ્રભાતે યુદ્ધે જવાનુ હતું એકજ દીવસમાં તૈયારીઓ કરવાની હતી. અન્ન તેમજ મનુષ્યો અંત સુધી કામ આવે તેમ ન હતા છેવટે મરવું નિશ્ચય કરી પોતાના રાજ્યના સેનાપતિને બોલાવવા માટે મોકલ્યો. થોડાજ સમયમાં સેનાપતિ આવ્યો શયતાનસિંહને નમન કર્યું સેનાપતિને જોઈ શયતાનસિંહ બોલ્યો.

કૃષ્ણસિંહ મ્હારો વિચાર કાલેજ યુદ્ધ શરૂ કરવાનો થયો છે કેમકે ચોમાસું પાસે આવે છે તેથી વિજય પ્રાપ્ત કરવામાં શંકા રહે છે."

"પરંતુ મહારાજ કોની સાથે વૈર વધારવા નક્કી કર્યું છે. તે મ્હને જણાવશો."

"કૃષ્ણસિંહ તે ત્હમે પ્રભાતે જાણી શકશો. હવે ત્હમે તૈયારીઓ કરવા માંડો."

શયતાનસિંહે સેનાપતિને હુકમ આપ્યો સેનાપતિ ગભરાયો એકજ દીવસમાં કેવી રીતે તૈયારીઓ કરવી તે વિચારમાં પડરો સેનાપતિને શાંત ઉભેલો જોઇ શયતાનસિંહ બોલ્યો.

"કૃષ્ણસિંહ વિચારે વહાણ ડુબી જશે. માટે અત્યારથીજ તૈયારીઓ કરવામાંડો હું સાંજે તપાસવા માટે આવીશ જાવ હવે અહીંઆ ઉભા ન રહો."

સેનાપતિએ નમન કરી શાંતિથી ચાલવા માંડયું ને પોતાનાથી બનતી તૈયારીઓ કરવા માંડી.

સાંજે શયતાનસિંહ અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી આવ્યો સૈનિકોએ મહારાજાને જોઇ પોતાના યુદ્ધ સબંધી શિક્ષણ ને બતાવવા માંડયું. શયતાનસિંહ એકજ દીવસની તૈયારી માં આ પરિણામ જોઇ આનંદીત થયો અને બોલ્યો.

મ્હારા બહાદુરો આપણી રામપુરની સત્તાને જોઇ પાપીઓ બળી જાય છે. તેથી તેઓએ યુદ્ધની તૈયારીઓ કરી છે. પણ તેઓ જાણુતા નથી કે રામપુરના બહાદુરો પ્રત્યેકનું રક્ત વહાવશે આપણો વિજય જરૂર થશે. પાપીઓનો પરાજય છે."

શયતાનસિંહના શબ્દો સાંભળી હર્ષિત હૃદયે સૈનોકો બોલ્યા મહારાજા શયતાનસિંહનો જય."

× × × ×

સૈનિકો વેરાવા લાગ્યા તેવામાં એક સૈનિક ધર્મપુરથી આવ્યો શયતાનસિંહને નમન કર્યું.

"કેમ શું છે?" શયતાનસિંહે પુછયું.

"મહારાજા ગજબ થયો કાળા બુરખાવાળાઓએ જુલ્મ કર્યો એકજ રાતમાં ધર્મપુર તાબે કર્યું સરદારને કેદ કરી લઈ ગયા." આવેલ સૈનિકે કહ્યું.

શયતાનસિંહ આ સાંભળતાં ગભરાયો. અને પોતાનો પરાજય થશે તે નક્કી માની લીધું.

હવે આપણે જોઈએ કે ધર્મપુર કોને અને કેવી રીતે તાબે કર્યું.

શૂરસિંહ અને દીવ્ય પ્રભાને કાળસિંહ લઇ જતો હતો ત્યારે જે વ્યક્તિએ તેઓને મુક્ત કરાવ્યા હતા. તેજ વ્યક્તિએ તાબે કર્યું છે. જ્યારે શૂરસિંહ અને દીવ્ય પ્રભા પુનઃશયતાનસિંહના હસ્તમાં પકડાયા ત્યારે તે વ્યક્તિએ ધર્મપુર તાબે કરવા નક્કી કર્યું થોડા થોડા માણસો હંમેશાં ધર્મપુરમાં જતા અને બીજાની આવવાની રાહજોતાં અંતે તે વ્યક્તિ પણ ત્યાં આવી પહોંચી સર્વેમળી ધર્મપુર તાબે કરવા નક્કી કર્યું રાત્રે જ્યારે શયતાનસિંહ તરફનો સરદાર દારૂથી પોતાના સરદારો સાથે આનંદ કરી રહ્યો

હતો. તેવામાં તે વ્યક્તિ ત્યાં આવી પહોંચી મારો મારો ના અવાજ થવા બાગ્યા સર્વે ગભરાયા રક્ત રેડયા વિનાજ દારૂડીઆ સરદારને કેદ કર્યો સર્વે હુથીઆરો સોપી વ્યક્તિને તાબે થયા વ્યક્તિ પોતાના માણુસને મુકી કેદીઓને લઇ ગુફા તરફ ચાલી.

× × ×

પ્રભાત થયું તે સાથેજ મારો મારોના અવાજો સંભળાવા લાગ્યા. શયતાનસિંહ પોતાના લશ્કર સાથે આવ્યો ને જોયુ તો આશ્ચર્ય પામ્યો કેમકે શત્રુ સૈન્યમાં વધારે બુરખાધારી મનુષ્યો હતા. સર્વના મોખરે વિરેન્દ્રકુમાર હસ્તમાં તલ્વાર લઈ ઘોડેસ્વાર થઇ ઉભો હતો શયતાનને જોઇ વિરેન્દ્ર બોલ્યો.

"પાપી આજે વિમળાના ખુનનો બદલો લઇશ ત્હને યમશર્ણ પહોંચાડીશ."

શયતાને વિરેન્દ્રના શબ્દો સાંભળી પોતાના સૈનિકોને લઢવા ઉશ્કેર્યા. લઢાઇ શરૂ થઇ ગઇ, શયતાનસિંહના સૈનિકોના બે ભાગ પડયા એક પર શયતાનસિંહે સરદારી લીધી ત્યારે બીજા પર કૃષ્ણુસિંહે આ જોઇ વિરેન્દ્રે થોડા માણુસો પાસે રાખ્યા અને બાકીના શૂરસિંહ લઇ લઢવા લાગ્યો.

## પંચદશ પરિચ્છેદ.

## પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ.

લઢાઇનુ સ્વરૂપ ભયંકર થઈ ગયું જેમ જેમ સૂર્ય ચઢતો ગયો તેમ તેમ યુદ્ધની સ્થિતિ બદલાતી ગઇ એક વખત શયતાનસિંહના સૈનિકોના ધસારાથી વિરેન્દ્રને પાછું હઠવું પડતું તો બીજી વખત વિરેન્દ્રની શકિતથી શયતાનને નાસવું પડતું "હરહર મહાદેવ અને મારો મારો" વિના કાંઈપણ સંભળાતું નહી.

કૃષ્ણસિંહ શત્રુઓને પાછા હઠાવવા અનેક યત્નો કરતો પણ શૂરસિંહના બુદ્ધિબળ પાસે કાંઇપણ ચાલતું નહી સૂર્ય માથે આવ્યો. પરસેવો ઉતરવા લાગ્યો. શૂરસિંહે પોતાની તલ્વાર મારવા માટે ઉપાડી, ત્યારે કૃષ્ણસિંહે ભાલો મારવા માટે લીધો. તેજ સમયે શૂરસિંહની પાછળ રહી લઢતી દીવ્યપ્રભાએ પોતાનો ભાલો કૃષ્ણસિંહના કપાળમાં માર્યો. અચાનક ભાલાનો પ્રહાર લાગવાથી કૃષ્ણસિંહ નીચે પડયો. શૂરસિંહ પોતાના ઘોડાપરથી નીચે ઉતરી ઉભા થતા કૃષ્ણસિંહને તલ્વારનો પ્રહાર કર્યો. તે સાથેજ આત્મા. ખોળીયું છોડી ચાલ્યો ગયો. સૈનિકો સેનાપતિના પડવાથી નાઠા. શૂરસિંહનો વિજય થયો. ને વિરેન્દ્રને મદદ કરવા ફર્યો. વિરેન્દ્ર આગળથી લઢતો હતો ત્યારે શૂરસિંહ પોતાના

સૈનિકો સાથે પાછળ ગયો. શૂરસિંહનું સૈન્ય બંને બાજુથી ઘેરાયું આગળ વિરેન્દ્ર ત્રાસ વર્તાવતો ત્યારે પાછળથી શૂરસિંહ મારો ચલાવતો સાંજ પડતામાં તો શયતાનસિંહનું લશ્કર માર્યું ગયું. જે થોડા બાકી રહ્યા હતા તેઓને હથીઆરો નમાવવાની ફરજ પડી. શયતાનસિંહ વિરેન્દ્રના હાથમાંથી બચવા ઘોડાને પાછો ફેરવ્યો એટલે વિરેન્દ્રે પોતાનો ઘોડો પાછળ દોડાવ્યો ને ભાલો મારી નીચે પાડયો. શયતાનસિંહ ઉભો થવા જતો હતો તેવામાં વિરેન્દ્રે ત્હેને નીચે પાડી છાતી પર ચઢી બેઠો.

"બોલ શયતાન આજે ત્હારો કોણ રક્ષક છે મ્હારી વિમળાના ખુની હું ત્હને મારીશ અને મરીશ આપણે બંને સાથે જઇશું." કહી વિરેન્દ્ર મારવા માટે તલ્વાર ઉઠાવી તેવામાં સર્વ કોઇ ત્યાં આવી પહોંચ્યા ને વિરેન્દ્રનો હાથ પકડી લીધો. અને ઉગામેલી તલ્વાર પડાવી લીધી ને સમજાવ્યો. વિરેન્દ્ર શયતાનની છાતી પરથી ઉઠી ગયો. શયતાન નીચે પડયોજ રહ્યો. ત્હેને બંધિવાન બનાવી વિરેન્દ્રે કારાગૃહમાં મોકલી દેવાની સુચના કરી.

---

## ષોડશ પરિચ્છેદ.

### પરીચય.

**રામપુરમાં** આજે આનંદ પ્રસરી ગયો છે. પાપીના પરાજયથી સર્વ કોઇ શાંતિ અનુભવી રહ્યા છે. અને દર-

બારમાં જવાની તૈયારીઓ કરી રહ્યા છે. સભાગૃહ મનુષ્યોથી ભરાઇ ગયું પછીથી કાળા બુરખાવાળાઓ આવ્યા. ત્હેમની પાછળ સુરેન્દ્રસિંહ અને શૂરસિંહ તેમજ દીવ્યપ્રભા આવ્યા પ્રજાજનોએ ઉભા થઇ માન આપ્યું. સહુથી છેવટે વિરેન્દ્રકુમાર અને વિજયા આવ્યો. વિરેન્દ્ર વિજયાનું જોડું જોઈ સર્વ કોઇ આનંદ પામ્યા. વિરેન્દ્ર વિજયાને લઇ શયતાનસિંહના સિંહાસન પર બેઠો. તે પછીથી શયતાનસિંહને લાવવાનો હુકમ કર્યો. સૈનિકો ગયા અને શયતાનસિંહને લાવ્યા આજે શયતાનસિંહને સર્વ કોઈ ધિક્કારતા હતા. પોતાનો સરદાર જે ધર્મપુરની દેખરેખ રાખતો હતો તે પણ તિરસ્કાર પુર્ણ દૃષ્ટિ નાખી રહ્યો હતો કોઈ માનની નજરથી જોતું ન હતું શયતાનને વિરેન્દ્રના સ્હામું ઉભો રાખ્યો વિરેન્દ્રે શયતાન સ્હામું જોઇ પુછયું.

"શયતાન કયાં ગયુ તલ્વારનું જોર?"

"ઓ છોકરા તું મ્હારી સાથે બોલવાને યોગ્ય નથી." શયતાનસિંહે કહ્યું.

"શયતાન હજીપણ ગર્વ દૂર થયો નથી?" વિરેન્દ્રે પુછયું.

"ઓ છોકરા મ્હારો ગર્વ કદાપિ દુર થનાર નથી." દોરડી બળશે પણ વળતો કાયમજ રહેશે. શયનાનસિંહે કહ્યું.

"શયતાન, આ વિરેન્દ્ર ત્હારી શી દશા કરશે તે તું જાણે છે? વિરેન્દ્રકુમારે પુછયું.

"એ છોકરા, તું મ્હને કાંઇપણ કરી શકનાર નથી. આ શયતાન કોઇથી ડરતો નથી." શયતાનસિંહે કહ્યું.

"એમ છે તો ચાલ થા તૈયાર સૈનિકો! ત્હેને મુક્ત કરો. સૈનિકોએ શયતાનને મુક્ત કર્યો. પછીથી તલ્વાર આપી વિરેન્દ્ર અને શયતાન સભાગૃહમાં લડવા લાગ્યા. બહાદુર વિરેન્દ્રના બળ પાસે શયતાનનું કાંઈ ચાલ્યું .નહી નીચે પડ્યો. વિરેન્દ્રે પોતાની તલ્વારનો ઘા શયતાન પર કર્યો. પણ તે ઘા પ્રાણુહારક નિવડવાને બદલે પૃષ્ટ ભાગપર પડ્યો. પછી બોલ્યો.

"પાપિ હું પણ ત્હારી સાથે યમદેવ પાસે ત્હારો ઇન્સાફ કરાવવા આવું છું." કહી પોતાની તલ્વાર પોતાનો નાશ કરવા ઉગામી વિજયા શૂરસિંહ સર્વ કોઇ દોડી આવ્યા ને હાથ પકડી લીધો. દીવાનો વિરેન્દ્ર-વૈરાંધ વિરેન્દ્ર બે શુદ્ધ થયો. સભાગૃહમાં શોક પ્રસરી ગયો ને સુશ્રુવા કરવા લાગ્યા. અત્યંત શ્રમને અંતે વિરેન્દ્ર શુદ્ધીમાં આવ્યો તે પોતાના સ્થાને બેઠો સુરેન્દ્રસિંહને દયા આવવાથી શયતાનની સારવાર સૈનિકો પાસે કરાવવા માંડી.

× × × ×

આજે શયતાનસિંહને આરામ થઈ ગયો છે. ત્હેનો ન્યાય થનાર છે. સર્વ પ્રજાજનો ન્યાય સાંભળવા સભાગૃહમાં ભરાઇ ગયા છે.

યથા સમયે સર્વ કોઇ આવી ગયા વિરેન્દ્રે ન્યાય કરતાં પહેલાં બુરખાધારી વ્યક્તિઓને ભેદ જાહેર કરવાનું કહ્યું. સર્વે અનુતિ આપી. જે વ્યક્તિ કૃષ્ણુરંગની હતી. તે બોલવા લાગી.

"સભાજનો ! મ્હારી ઓળખાણ સાંભળતાં ચમકશે નહીં હું ચંદ્રસિંહ છું પહેલાં અજય ગઢમાં મ્હારૂં રાજ્ય હતું ત્યાં સરદારના બળવાથી દુ:ખી થતો અનેક યુક્તિઓ કરી નાસી છુટી આ નગ્રમાં આવી રહ્યો હતો અહીંઆ મ્હારી ઉન્નતિ થતી જોઇ શયતાનસિંહ બળવા લાગ્યો તેથી મારવા માટે સમય શોધવા લાકયો અંતે રાત્રિના સમયે મ્હારા મકાને આવ્યો મ્હારૂં ખુન કરવા તૈયાર થયો મેંહ સમજાવ્યો છતાં પણ સમજ્યો નહી મ્હને કટાર મારી નાસી ગયો પછીથી મ્હેં આરાજ્યમાંથી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. જખ્મથી દુ:ખી થતો હું ચાલ્યો હું જ્યારે ન્હાનો હતો ત્યારે અમારા રાજ્યમાં એક સાધુ આવ્યા હતા ત્હેમની સેવા કરી તે બદલ મ્હને અનેક મંત્રો આપ્યા હતા જે મંત્રોના પ્રભાવથી હું ધારૂં તે સ્થળે જઇ શકતો તેમજ અન્યને લઇ જેતો જ્યારે મહારાજા અમરસિંહને પત્ર મળ્યો તે વખતે મ્હેં ત્હેમને શાંત રહેવા કહ્યું હતું પાપી શયતાને રાત્રે મહેલમાં પ્રવેશ કરી મ્હારાજા તેમજ મ્હારાણીને બાંધ્યા અને મારવા માટે તૈયાર થયો. મહારાજાએ સમજાવ્યો પણ માન્યો નહિ પછીથી ત્હેને ત્હેમની પાસે બળત્કારે

કાગળ લખાવ્યો ને મારી ચાલતો થયો હું ત્યાં આવ્યો ને બંનેને ઉપાડી લઇ ગયો ત્હેમના પલંગમાં તેવાજ આકારની બે મૃતિકાની પ્રતિમાઓ મુકી આતે મહારાજા અમરસિંહ અને મ્હારાણી ચંદ્રપ્રભા ત્હેમની સાથે જે બેઠેલ છે તેત્હેમની પુત્રી વિમળા છે. ત્હેને મ્હેં ડુંગર પરથી પડતી બચાવી હતી અને ત્હેની સાથે જેબેઠેલ છે તે પ્રધાન જેણે વિમળા કુમારીએ બચાવ્યા હતા. ત્હેની પાસે મ્હારો પુત્ર સમર ત્હેને શયતાનસિંહ વનમાં તલ્વારથી માર્યો હતો. ને સહુથી જે છેલ્લો બેઠો છે તેણે મહારાજા અમરસિંહના ખુન કરતી વખતે મદદ કરી હતી પિતાને માંરવા તૈયાર થયો હતો તેમજ અનેક પાપ કર્મો કર્યા હતા ને વિજયાએ બચાવ્યો હતો તે અજબ.”



## ઉપસંહાર.

શયતાનસિંહે જોયું કે સર્વે જીવતા છે. ને પોતાનાં પાપ કર્મો પ્રકાશી નિકળ્યા છે. ત્યારે ત્હેનો ગર્વ જતો રહ્યો સર્વની પાસે ક્ષમા માગવા લાગ્યો. મહારાજા અમરસિંહે ચંદ્રપ્રભાએ વિમળાએ સુરેન્દ્રે શૂરસિંહે દીવ્યપ્રભાએ સર્વેએ ક્ષમા આપી વિરેન્દ્ર પાસે ક્ષમા માગવા ગયો. પગમાં માથુ મુકી બોલ્યો.

"વિરેન્દ્રસિંહ મ્હારા પાપકર્મોની ક્ષમા આપો."

"ચાલ દુર થા શયતાન હું કદાપિ પણ ક્ષમા આપી શકું તેમ નથી." વિરેન્દ્રકુમારે કહ્યું.

"વિરેન્દ્રસિંહ મ્હારા માટે ત્હેમને ક્ષમા આપો." વિજયાએ કહ્યું.

"વિજયા વિજયા જો પિતાનો પક્ષ કરવો હોય તો દુરથા હું કદાપિ ક્ષમા કરનાર નથી." વિરેન્દ્રે કહ્યું. શયતાનસિં રડવા લાગ્યો તે જોઈ વિમળા બોલી.

"વિરેન્દ્રકુમાર મ્હારા સ્હામુ જુવો." કહી પોતાનો ધારણ કરેલો બુરખો ઉતાર્યો.

આજે વિમળાના મુખપર અદભુત તેજ પ્રકાશી રહ્યું હતું. વિમળા સ્હામું જોઇ વિરેન્દ્ર બોલ્યો.

"વિમળા દેવી વિમળા કહે ત્હારા શબ્દો સાંભળવા તૈયાર છું આ જીવન ત્હારા માટેજ ધારણ કરેલું છે."

"વિરેન્દ્ર કુમાર મ્હારા માટે લાગણી હોય તો શયતાનસિંહ ને ક્ષમા આપો." વિમળાએ કહ્યું.

"લાચાર શયતાનસિંહ વિમળાના શબ્દે ત્હને ક્ષમા આપું છું." વિરેન્દ્રકુમારે કહ્યું અજીયે પણ પોતાના પાપ કર્મની ક્ષમામાગી સર્વ બુરખાધારીઓએ પોતાના બુરખા ઉતાર્યા ઘણે દીવસે દીવ્ય પ્રભાએ પોતાના પિતાને જોયા. પોતાના સ્થાનેથી ઉઠીને પિતાના પગમાં પડી ચંદ્રસિંહે આશીર્વાદ આપ્યો. શૂરસિંહે પણ નમન કર્યું. ત્હેને પણ આશીર્વાદ આપ્યો વિરેન્દ્રકુમાર તેમજ અમરસિંહ પિતાના ચર્ણોમાં પડયા પુત્ર વત્સલ પિતાએ પુત્રોને ઉઠાડયા મહરાજ સુરેન્દ્ર ભેટયા અમરસિંહ પણ ભેટયા આનંદ વર્તાઈ ગયો તેવામાં અજયગઢથી એક સૈનિક આવ્યો ત્હેણે પત્ર વિરેન્દ્રના હસ્તમાં આપ્યો વિરેન્દ્રે પત્ર વાંચવા માંડયો.

રાજધિરાજ શયતાનસિંહજી

અજયગઢથી લી. આપનો દાસ કુરસિંહ આપના દુતે આપનો લખેલો પત્ર આવ્યો આપની શરતો સ્વિકારૂં છું. મિતિ જેઠ સુ. ૯ ને રવીવાર

લી. ક્રુરસિંહના પ્રણામ.

વાંચક આ પ્રત્ર શયતાનસિંહે જે દીવસે શૂરસિંહને પડયો હતો તે દીવસે લખ્યો હતો આનંદના સમયે આ પત્ર વાંચી સર્વ કોઇના આનંદમાં વધારો થયો.

વિમળાના લગ્નનો દીવસ નક્કી કર્યો સર્વેએ લગ્ન થયા પછી છુટા પડવાનું ધાર્યું દીવસ આવતાં વિરેન્દ્ર અને વિમળાના લગ્ન થયા શયતાનસિંહે વિજયાના હસ્ત માટે કહ્યું. વિરેન્દ્ર કુમારે કહ્યું માન્યું વિજયાનાં પણ લગ્ન થઇ ચુકયા નગરમાં આનંદ વર્તાઈ ગયો વિરેન્દ્ર કુમારને તેજ દીવસે પટાભિષેક કરવામાં આવ્યો.

ધર્મપુરમાં શૂરસિંહને પટાભિષેક કરવાનો નક્કી કર્યો અજયગઢમાં સરદારને ઉઠાડી અમરસિંહને પટા ભિષેક કરવા નક્કી કર્યો.

દીવસ નજીક આવતાં સાકરો વહેંચાઇ શૂરસિંહને પટા ભિષક કર્યો અજયગઢમાં સરદારને ઉઠાડી મુકયો અને અમરસિંહને પટા ભિષેક કરવાના દીવસની રાહ જોવા લાગ્યા તેવામાં ચંદ્રપુરના રાજા વીરસિંહે પોતાની પુત્રી કુસુમ કુમારીના લગ્ન કરી આપવા જણાવ્યું.

લગ્ન તેમજ પટા ભિષેકનો દીવસ આવ્યો અમરસિંહ અને કુસુમ કુમારી લગ્ન પ્રસંગથી જોડાયાં તેજ દીવસે પટા ભિષેક પણ થઇ ગયો.

દુઃખનું તિમિર અદૃશ્ય થઇ ગયુંને તે સ્થળે સુખસૂર્ય પ્રકાશી નિકળ્યો પ્રેમીઓ સુખ પામ્યા અધર્મી શયતાન

સુધરી ગયો. સુરેન્દ્રસિંહ અમરસિંહ ચંદ્રપ્રભાએ સંસારથી વિરક્ત થયા જે ગુફાઓમાં તેઓ રહેતા હતા ત્યાંજ નિવાસ કર્યો.

વાંચક જે સાધુ તેમજ ચેલાને જોયો હતો તે અન્ય કોઇ નહી પણ આજ અમરસિંહ અને સમસિંહ હતા પ્રેમીઓ પોતાના સ્નેહીઓના દર્શન માટે જતા અને જ્ઞાન ગ્રહણ કરતા ને અંતમાં ધર્મનો જય છે, અધર્મનો પરાજય છે.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

